

"બાવા, તું બેહસ્તમાં માને કેમ ઓળખીશ? આ જીવતી મા છે તે નહી હો?"
'જી ચુપ રહ્યો. આનો શું જવાબ આપવો તે તે સમજી શક્યો નહી. તેની ચુપકીદી ઉપરથી બાબ કાંઈ બીજુંજ સમજ્યો.
'તે માયજી બેહસ્તમાં આવશે તો ખરાં કેની?"
(સફે ૩૯૦)

3052

# દુખિયારી બચું

અથવા

## સુધરેલા સંસારમાં શું શું સંભાલવાનું છે?

એક વાર્તા.

(ઈંગ્રેજી ઉપરથી)

રચનાર

કેખુશરો નવરોજી કાબરાજી.

(પાંચ ચિત્રો સાથે.)

મુંબઈ,

જ્હા. ર. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીઉં.

સને ૧૮૮૭ ઈસવી.

# અર્પણ પત્રિકા.

---

મારા પરમસ્નેહી મિત્ર

શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ.

એઓને

આ અદના લખાણમાં આપેલું

સંસાર સુધારાનું તથા તેના જોખમોનું નાનું ચિત્ર

એઓની

તે સુધારા વિષે કદરદાની ભરેલી આગેવાનીને માટે

તથા

તેના જોખમોની સાહુચેતી ભરેલી સમજણને માટે

મારી પિછાણ તથા પ્રજાના હેશાનની

એક માનપુર્વક ઈધાણી લેખે

આદરયુક્ત અર્પણ કરૂંછું.

કેખુશરો નવરોજજી કાબરાજી.

મુંબઈ, જુન, ૧૮૮૭.

બચું જાણતી હતી કે શીરીનને આ વખતે દહાડા રહ્યા હતા. તેને બે ત્રણ મહીના થયા હતાં, માટે એવી હાલતમાં શીરીન આ દીકરાની બિમારીની વાતો સાંભળે એ લવજીને પસંદ નહી હતું. કદાચ તે હેબત ખાય તો?

એજ પ્રમાણે એક વખત બચુંની ગર્ભવતિ હાલતમાં લવજી એટલોજ આતુર થતો હતો!

આ વાત ચાલેછે તેટલામાં મોટો ડાકટર આવી લાગ્યો. તે ઘણો કાબેલ હતો. વાંચનાર જાણેછે કે તે લવજીનો દોસ્ત હતો. બચું તેને ઓળખતી હતી—પોતાના પરણેતરપણાની વખતની ઓળખતી હતી—કે જ્યારે એજ ડાકટર બચુની દવા કરવા ઘણીવાર આવ્યો હતો.

"વેલ! પ્યારા માસટર જાલ!" ડાકટરે તે સુસ્ત છોકરાને પોતાના ખોળા ઉપર લઈ હસાવી રમાડીને હકીકત પુછી. "કેમ છે બા? હવે કાડલીવર તેલ ગમેછ કેની? જો, કેવો મજેનો ફાયદો થયો!"

"છટ! મને મુદલ નથી ગમતું." જાલ છછણી પડયો અને આ વાતને દરમેઆન ડાકટરે તેની નાડી તપાસી, જીભ જોઇ, ચામડી તપાસી, છાતી તપાસી, ઈત્યાદી અને પુછયું "તુંને ઉંઘ આવેછ, પ્યારાં બાળક?" જાલે હા કહ્યું અને ડાકટરે તેને ઉંઘી જવા ફરમાવ્યું. "ઘણુંજ મજેનું. તું જરા પોઢી ઉઠે તો ઘણુંજ સારૂં."

"મને તરસ લાગીછ, હું જરા પાણી પીવું?" જાલે પુછયું.

"અલબત દીકરા" લવજીએ ફરમાવ્યું. "બાળાજીની પાસે જા, તે તુને સોજું પાણી આપાવશે."

"નહી, નહી." ડાકટરે વધાર્યું "ત્યારે તો બેહતર કે બાળાજીને કેહ કે તાજું દુધ મંગાવી આપે. પાણીને બદલે દુધજ પી બેટા."

જાલ હોશીયાર થઇ દોડી ગયો અને હવે લવજીએ ડાકટર સાથ મસલત ચલાવી.

બચું એકચીત્તવાલી ઇનતેજારીથી ડાકટરનો એકેએક બોલ સાંભળતી બેઠી.

"કેમ ડાકટર, હવે શું ધારોછ?" લવજીએ પુછયું.

"હું ધારૂંછ કે" ડાકટરોની રીત મુજબ આ ડાકટર બોલવા જતો "છોકરાની હાલત અલબતાં બારીક છે, પણ—"

"ઊભા રહો, ડાકટર," લવજી તેને અટકાવી બોલ્યો. "મને ખરેખરૂં જાણવું છે. તમે કાંઈપણ આચકા વગર જે હોય તે ખુલ્લા દિલથી કહો તો મેહરબાની."

"ખરૂં હમેશ પસદ પડતું નથી. કેટલીકવાર ખરૂં ભયંકાર હોયછે."

"તેની ફીકર નહી" લવજીએ વધાર્યું. "આ બાળકની કાંઈ મા જીવતી નથી કે તેને દુખી કરવાની બીહીકથી ખરી વાત છુપાવીયે. વાસતે ખરી હકીકત મને કહો."

"ખરી તે માઠી હકીકત છે. હું બીહુંછ કે એ ગોલાબી બચ્ચાંની—"

"અજલ! અજલ!"

"હા અજલ નકી છે. ખહીનાં બીયાં એના તનમાં જનમનાંજ છે. તે હવે ખુલ્લાં માલમ પડેછે."

આ ખરા ખોલાસાથી લવજીની છાતીમાં કેવો કારી તીર વાગ્યો હશે તે તો ખોદા જાણે—કેમકે તે પોતાના જુસાને દાબી શકતો હતો અને જુસો બાહેર કાહાડવાની તેને ટેવ નહી હતી. પણ જો કોઇ જોનાર હોત તો તે જોત કે ડાકટરના આ શબ્દોથી બચુંની છાતી લગભગ બેસી ગઈ હતી. તે અંદરથી ગુંગલાતી હતી.

"એની મા કાંઇ જીવતી નથી" એમ લવજી ડાકટર આગળ બોલ્યોછે તે ખરૂં નથી. જાલની મા જીવતી છે અને અહીંજ હાજર છે અને જેના બીહવા વિષે લવજીને ઈનતેજારી લાગતી હતી, તેનેજ બીહીક પેઠીછે.

---

## પ્રકરણ ૨૦ મું.

## “ માના દેખતાં નહીં ઘટે એવી વાત.”

લવજી માથું નાખી દઈ થોડીવાર ચૂપ બેસી રહ્યો. તેનાથી બોલી શકાયું નહી. પણ અંતે તેણે હીમત કીધી.

“ડાકટર, એ બચ્ચાંને આ નાપાક રોગ ક્યાંથી લાગ્યો હશે? મારી ઓલાદમાં તો કોઇને ખહી નથી, કે નહીં એની માના લોહીમાં હતો.”

“બેઅદબી માફ છે!” ડાકટરે દુઃખથી જવાબ દીધો “જાલની બેહેસ્તન માના અંગમાં ખહી રોપાવાનો મને મજબુત શક હતો અને એની મમાઇ તો ખહીથીજ મરણ પામી હતી. મુગામોદીના ઘેરમાં હુંજ ડાકટર હતો.”

“અફસોસ!” લવજીએ ગંભીર અફસોસ ગુજારી. “પણ શું મારા દીકરાને માટે તમે કાંઇજ આશા નહીં આપી શકો?”

“આશા તો છેલી ઘડી સુધી સહુને હોયછ.” ડાકટરે ઘણી દિલસોજીથી કહ્યું “પણ તમે મારાથી ખરેખરૂં જાણવા ચાહોછ?”

“ખરેખરૂં ને બીજું કાંઇજ નહી.”

“ત્યારે ખરી વાત એ કે આ મીઠા જીવડાને માટે આશા કાંઈજ નથી. એના બેહુ ફેફસાં અતિશય ખવાઈ ચાલ્યાંછે.”

“અને એમ ક્યાંવેર રેહશે વારૂં?” નહી ખમાય એવાં જોસથી ફાટફાટ થતો દીલો દાબીને લવજીએ પુછયું.

“તે નહીં કેહવાઇ શકાશે. બિચારૂં બાળક જીવે તો એમ ને એમ ઘણા મહીના કાહડે અને નહી તો કાંઈજ નહી. મારી ભલામણ છે કે હવે એના ઊપર શિખવવા ભણાવવાનો બોજો પાડતા ના અને સ્લેટ ચોપડીના વેજાંનો બિચારાને કંટાલો આપતા ના. એ ચીજોની એ બિચારાને કદીબી જરૂર પડવાની નથી.”

અને હવે બરાબર એજ વખતે ડાકટરે “મેડમ બુશેં” તરફ જોયું, કેમકે તેણે ધાર્યું કે આ છેલી જે સલાહ તેણે આપી તે એ ઓરતને અણગમતી હશે. છોકરાં ભણાવવાનો તેનો ધંધો છે અને તે સારૂજ તેને આ ઘેરમાં રાખી છે, પણ જાલને શિખવવાની ડાકટરે મનાઈ કીધી તે તેની રોજી ઊપર લાત મુકવા સરખું છે. માટે આ સલાહ “મેડમ બુશેં” ને કેમ ગલે ઊતરેછે તે જાણવા સારૂ ડાકટરે તેની તરફ જોયું.

પણ તેણે અચરતી વચે જોયું કે આ વાતચીતથી ફ્રેંચ મડમ બેશુદ્ધ થવા જતી હતી. તેનો ડરામણો ફીકો ચેહરો તેના બુરખાની અંદરથી વઢીક દેખાતો હતો.

“શું છે, મેડમ, શું છે?” ડાકટરે પુછયું.

બચુંએ જવાબ સારૂ મોહડું ઉઘાડ્યું પણ તેનાથી બોલાયું નહી. તેના હોઠ હીલતા હતા પણ તેમાં વાચા નહી હતી. ડાકટરે તુર્તજ તેની આગળ વાંકો વળી તેનો જાડો બુરખો ઉંચકી નાખ્યો, તેનો ચસમો ખેંચી કાહાડયો અને તેના ફીકા ચેહરા ઉપર પંખો નાખવા લાગ્યો.

બચુંએ પોતાનો ચસમો ડાકટરના હાથમાં રેહવા દીધો નહી. તુર્તજ તેણે તે ચસમો પાછો પોતાના હાથમાં ખેંચી લીધો અને લવજી એજ વખતે આગળ આવતો હતો તેટલામાં બચુંએ ચસમો પેહરી લીધો.

ખરી બીના એટલીજ હતી કે “જાલની માના દેખતાં વાત નહી થઈ શકે” એવી આ વાત તેની ખરી, સગી માની હજુરમાં ચાલી રહી હતી!

“કાંઈ ફિકર ના કરોજી.” એકવાર ફરી ‘મેડમ બુશેં’ એ હીમત પકડી જવાબ દીધો. “મારી ખાતર તમારી અગત્યની મસલત ભાંગી પાડો નહી. મને આજ થોડા દિવસ થયા છાતીમાં દમ ભરાઈ આવેછે, પણ હવે હું સારીપેઠે છું. તમે એટલી તસદી ના લેવો.”

આ વાદલ વીતી ગયા પછી લવજી અને ડાકટર પાછા ધીરજથી વાતે વળગ્યા.

"ડાકટર, હવે ઉપાય શો?" લવજીએ પુછયું.

"ઉપાય કાંઈ નથી. એ બચ્ચાંને હવે દવાદારૂનો ઓટો કંટાલો આપતા ના. માત્ર કાડલીવર તેલ ચાલુ રાખજો અને ખાવા પીવાનું એ બચ્ચું માગે તે એને આપજો દરએક ચીજ એની ખુશી પ્રમાણે રાખજો. એને ગમે તેમ રેહવા દેજો. એને ચાલવા ગમે તો ચલાવજો, રમવા ગમે તો રમાડજો, અને સુવા ગમે તો સુવડાવજો."

"કાંઈ હવાનો ફેરફાર કીધાથી એને ફાયદો થશે?" લવજીએ કાંઇ પણ આશાની ઈંતેજારીમાં પુછયું.

"હવા ફેરફાર કીધાથી માઠું પરિણામ કદાચ થોડું લાંબું જશે." ડાકટરે નિરાશાનો જવાબ આપ્યો. "કદાચ તે પરિણામ થોડાંક અઠવાડયાં દુર જશે, પણ આવતું આફત અટકવાનું નથી."

લવજી પાછો દુઃખથી ખામોસ રહ્યો.

"વળી આ બચ્ચાંની હવા ફેરફાર કરવાનું તમારીથી બનશે કેમ?" ડાકટરે વાત આગળ ચલાવી. "શું તમે ધંધોધાપો છોડીને એને લઇ જવાના છો? એ બચ્ચાંની મા જીવતી હોત તો જુદી વાત હતી. કદાચ તેની મા સાથ મોકલી શકાત. તેની મતરાઈની સાથ તેને મોકલવાની હું ભલામણ કરતો નથી. શીરીનબાઈની તબીયત હાલ સારી નથી!"

અરે! જાલની સગી મા જીવતી છે—તે અહીં હાજર છે—તે પોતે આ વાત સાંભળેછે! પણ તે કશું બોલી શકતી નથી!

અને હવે ડાકટર સાથની મસલત પુરી થઈ. તે પાછો જવા ઉઠયો અને લવજીએ તેને જતાં જતાં અરજ કીધી કે "ડાકટર! ડાકટર! કાંઈબી કરીને મારા દીકરાનો જીવ બચાવો!"

"અફસોસ! મારા પ્યારા લવજીભાઈ," ડાકટરે દીલાસો આપ્યો. "ખોદા જેમને બોલાવી લેવા ચાહેછે તેમને જો અમે ડાકટરો થોભાવી શકીએ તો અમોને ખોદાઈ માન મળે. નહી, મારા દોસ્ત, માણસને જીવતાં રાખવાનું ડાકટરના હાથમાં નથી."

હવે ડાકટર વિદાય થયો, તેને લવજી દરવાજાવેર મુકવા ગયો અને બચું થોડી પળ એકલી પડી, તેટલાંમાં તેણે પોતાનો ભરાઇ આવેલો દીલ ખાલી કરી પોતાના દુખી મનં સાથ સારીપેઠે રડી લીધું.

તુર્તજ લવજી ડાકટરને મુકીને પાછો આવ્યો. અને રડવાથી પોતાની છાતીનો ભાર ખાલી થવાથી બચું વધારે ખલાસી ભરેલા ઓલાસાથી વાત કરી શકી.

"મોટા અફસોસની આ વાત છે, મેડમ!" લવજી બચુંની પાસે વાતે બેઠો. "પણ હું ધારૂંછ કે મને એ ગજબ જેટલો અચબુચ લાગ્યોછ તેટલો તે તમોને નહી લાગ્યો હશે."

આ તે શું કહેવાય? આ તો લવજી પોતાની આગલી બાયડી સાથ, આ માદાં બચ્ચાંની મા સાથ, ખાનગી મસલતે બેઠો. જાણે કે બચુંને પોતાની ધણીયાણીજ પિછાણતો હોય, જાણે કે પોતાનાં બચ્ચાં વિષે તેને દીલાસો દેતો હોય તેમ વાતે બેઠો.

ખરેખર પોતાના વહાલા દીકરાને લગતા ભયભરેલા સમાચારના ગમમાં લવજી પોતાની અને મેડમ બુશોં વચેનો અંતર લગભગ ભુલી ગયો હતો. અને બચું પણ પોતે એક પગારદાર દાસી પેઠે આ ઘરમાં માત્ર બચ્ચાંની ચાકરી કરવા આવેલીછે તે વાત લગભગ ભુલી જઇને પોતે આ બચ્ચાંની મા હોય તેમ છુટથી વાત કરવા લાગી. પોતાની બદલાયલી હાલતમાં આ ઘરમાં આવ્યા પછી એવી છુટથી તેણે લવજી સાથ કદી વાત કરી નથી.

"આ બચ્ચાંને હું પોતાના સરખી ચાહુંછું, સાહેબ," તે બોલી "અને ડાકટરે પોતાના માઠા સમાચાર એવી ખોલ્લી રીતે કહ્યાછે કે તે સાંભળતાંજ મારો જીવ ફરી આવ્યોછે."

"હવે મારે તમોને અરજ કરવી છે,"

લવજી બચુંની વધારે પાસે આવી બોલ્યો, "અને તે એકે આ બચ્ચાંને માટે ડાકટર ના કહી ગયોછે એ વાત મારી ધણીયાણી શીરીન આગળ કરશો ના. આ વાત બચ્ચાંની માની આગળ કરવા લાયક નથી."

બચ્ચાંની માના કાનને ન લાયક વાત લવજીએ તે બચ્ચાંની મા આગળજ કહાડીછે તે તે બિચારો થોડુંજ જાણેછે! ·

"મેડમ, તમે એ વાત શીરીનને કેહવાની જરૂર નથી. હું પોતેજ તદબીરથી એ વાત તે બીહે નહી તેવી રીતે તેને જાહેર કરીશ."

"શીરીનબાઇને હેબતવાનું કારણ શું છે?" બચુંએ તપી આવેલાં તનથી પુછ્યું, "તેવણ કાંઈ આ બચ્ચાંની મા નથી કે તેવણને એટલું બધું લાગે?"

"મેડમ બુશાં, એમ બોલો ના." લવજીએ તેની શુદ્ધિ ઠેકાણે આણી. "ગમે તે પણ તે માજ કેહવાય."

"હું માફ માગુંછું, સાહેબ," બચું પસતાવાથી બોલી "પણ હું જોઉંછું, સાહેબ, કે આ બચ્ચાંની મા તેની પાસે નથી એમ સમજવામાં એ બચ્ચાં ઉપર વધારે દુઃખ આવી પડયુંછે."

"એમ કોણ કહેછે?"

"હમણા મોટો ડાકટર પોતે તેમ બોલ્યો હતો. દીકરા જાલને હવા ફેરફાર કરવાની વાત ઉપરથી ડાકટરે હમણાજ કહ્યું કે જો એ બચ્ચાંની મા હૈયાત હોત તો તેની સાથ એ દીકરાને હવા ફેરફાર કરવાની ડાકટર ભલામણ કરત."

"હા, ખરી વાત છે. ડાકટરે એમ કહ્યું ખરૂં."

"પણ હું નથી જાણતી કે માતાની ગેરહાજરી સારૂ એ કોમળ બચ્ચાંએ એટલું ખમવું શા વાસતે જોઇએ? તમો સાહેબ હમણાજ બોલ્યા કે શીરીનબાઇ ગમે તે પણ એ બચ્ચાંની માજ છે. ત્યારે એને હવા ફેરફાર કરી તનદરોસ્ત કરવા મોકલવામાં ઢીલ કેવી હોય?"

"શીરીનની તબીયત ઘણી નાજુક છે, મેડમ. એને આ વખત દહાડા રહ્યા પછી એના જીવને સુખ નથી. વળી શીરીનનું ચીત એક બીજી મોટી રોકાણને લીધે ઠેકાણે નથી ત્યારે તેની સાથ મારાં દરદી બચ્ચાંને સોંપી હું દેશાવર કેમ મોકલાવું?"

"આ અડચણ તમારી ખરેખરી છે, પણ ત્યારે એ બચ્ચાંને, સાહેબ, મારી સાથ હવા ફેરફાર કરવા મોકલાવો. હું લઇજવા ખુશી છું. હું માગી લઉંછું કે એની સગી મા જેવીજ તમે મને ગણો. હું એને માની પેઠે ચાહુંછું એમ જ્યારે કહુંછું ત્યારે ખોટું નથી કેહતી. તમે જો એ બાળક મને સોંપશો તો હું એને જીવ કરતાં વધારે જાલવીશ."

"તમે એને ચાહોછો તે વિષે મને જરાબી શક નથી, મેડમ." હેરાનના જુસ્સાથી લવજી બોલ્યો. "અને તે વિષે હું તમારો થોડો આભારી થયો નથી. ખરેખર તમે મારા દીકરાની મા જેવાંજ છો અને તેને માટે માની ગરજ સારોછ. અને આ બાળકને તમારી સાથે મોકલી આપવાને મને કશી અડચણ હોત નહી. પણ—"

"પણ શું, સાહેબ? તમારા મનમાં બીજો વેહમ શું છે?"

"વેહમ કાંઇ નથી. હું એમ કેહવા જતો હતો કે જો આપણા જાલની જીંદગીની ડાકટર કાંઇ પણ આશા આપતે તો હું તેને મોટી ખુશીથી શીરીન સાથ નહીતો તમારી સાથ હવા ફેરફારને માટે મોકલી આપતે. પણ ડાકટર તો નાની નાજ કેહછ ત્યારે ફોકટ શા પછાડા? ડાકટરના ભય ભરેલા શબ્દો તમોને યાદ છેની કે હવા ફેરફાર કીધાથી જાલનો જીવ બચવાનો નથી?"

"થોડાક દહાડા તો જીવ બચશે વારૂ? એ દુધમલ બચ્ચાંની જીંદગીના થોડા વધારે દહાડાબી કાં નહી ઉમેરીએ? એનું આવરદા જેટલું લાંબું થાય એટલું કરીયે."

"આવરદા હશે તો આંહીં પણ જીવશે. પણ મેડમ, એટલા દહાડા એ પોતાના બાપથી અને ભાઇ બેનથી જુદો પડશે તેથી એને

સોહવાશે નહી ને બ્યાર ગેરફાયદો થશે. હવે તો જ્યારે મારા એ કોમલ જીવથી જુદાઇજ થવાની છે ત્યારે તો બેહેતર કે જીવે તેટલા દહાડા એને મારી આંખ્યો આગળ રેહવા દેવો. હું એને છોડવાનો નથી."

લવજી ગમે એવો ધાડી છાતીનો હતો, પણ આટલું બોલતાં તેનું હૈયું પીગલી ગયું. તેની આંખ્યોમાં પાણી આવી ગયાં અને તે રૂમાલે લુછવા લાગ્યો.

બચુંનું તો રડવું થોભેજ કેમ? જે વાત માની આગળ નહી કરવાની તે સાંભળીને પછી સગી માને તે શું રડવું નહી આવે?

---

## પ્રકરણ ૨૧ મું.

## છુપ્યું વારંટ.

ઉપલી વાતમાં તુર્તજ જાલ આવી લાગ્યાથી લવજી અને બચુંએ પોતાનું રડવું ઘબી નાખ્યું.

"ડાકટર ગયા કે?" જાલે ઓરડામાં ડોકિયું કરી પુછ્યું. "મને દવા પાસે તેની બીહીકથી હું પાછો આવ્યોજ નહી. પણ જો ડાકટર નહી હોય તો હવે અંદર આવું."

"દીકરા, તું દવા પીવાને ના કહેછ, તારે તુંને સારૂં કેમ થશે?" જાલને પોતાના ખોલા ઉપર બેસાડી બકીઓ લેતાં લવજીએ સમજાવ્યો. "દવા પીશે તો તુને ફાયદો થશે."

"દવાથી મને શું ફાયદો છે બાવા?" જાલે સાદાં દિલે પુછ્યું "ડાકટર શું કહેછ કે હું મરી જવાનો છું?"

"હં! હં! એમ નહી બોલીયે" મેડમ બુશોં તુર્ત તેને ધમકાવી પડી.

"મરવાની ખરાબ ખરાબ વાતો તુને કોણ કહેછ, જાલ?" લવજીએ પુછ્યું.

"કોઇ મને કેહતું નથી, પણ આસપાસ લોકો વાત કરેછ તે હું સાંભલુંછ."

"નહી દીકરા. કોઇની સાંભલેલી અછડતી વાત માનીયે નહી. જોની તુંને જીવતો રાખવા અને સુખી કરવા તો અમે આટલી બધી મેહનત કરીયેછ. ચાલ હવે તું 'મેડમ' સાથ ઘેર જાયછે કે?"

"હું તમારી સાથ ફરવા આવું, બાવા?"

"હું તો પાહલીમાસાને ત્યાં ચાલતો જવાનો છું."

"તો હુંબી તમારી સાથે ત્યાં ચાલતો આવીશ."

અલબતાં જાલને હવે કોઈબી વાજબી ચીજ તેનો બાપ ના પાડે એમ નહી હતું.

બાપ દીકરા ચાલતા હીરાભોગીને ત્યાં ગયા. જાલને લીધે લવજીને આસતે ચાલવું પડયું. મેડમ બુશોં પણ લંગડા પગને લીધે ઝડપથી ચાલવાને અશક્ત હતી.

હીરાભોગીના ઘેરમાં તે બુઝર્ગ શેઠ પોતાનાં ઘરડાં ડોસાં સરખાં ધણીયાણી સાથ બાગના દરવાજા ઉપર બાહાર નીકલી બેઠા હતા. હીરાંબાઈ ઉમરે ઘરડાં નહી હતાં, પણ દુખે અને જંજાલે કરી તેવણ કમરમાંથી વાંકાં વળી ગયાં હતાં. આજે તેવણ જરા ખુશીમાં હતાં. કાં? તે તેવણ જાણતાં નહી હતાં. શું લવજીને આટલું માન મળેછે તેથી? શું જમસુને ઉઘાડો પાડવાનો વખત આવ્યોછે તેથી? શું તે લુછાએ પાહાલણજી ઉપર આબરૂની ફરિયાદ માંડીછે તેથી? કોણ જાણે? પણ હીરાંબાઇને કાંઈ તાજી ઉલટ આવીછે. તેવણ બસ એમજ ધારેછે કે કાંઈ પણ સારૂં થવાનું છે.

જાલ દોડતો જઈ પોતાના બાપની માસીને ગળે વળગી પડયો. બચું તેની પછવાડે જઈ ઉભી. લવજી પાહાલણજી હીરાભોગી સાથે બીજી ગમ કાંઈ હરસેની વાતે ઉભો.

"લવજી, લવજી, એ વળી શું તુફાન?" તેને મળતાં વારજ પાહાલીમાસા સરેસતા

પ્રમાણે તેના ઉપર ઉતરી પડયા. "આજેજ મેં સાંભળ્યું કે માજીસ્ટ્રેટ પાસે મોરલી મુર વકીલ આવીને કાંઇ છુપ્યું વારંટ લઈ ગયોછ. એ શું છે?"

"તમે શું સાંભળ્યું તે કહોની?" લવજીએ સામું પુછયું. "શા માટે વારંટ લીધું? કોણપર લીધું?"

"હું બરાબર નથી જાણતો. પણ મેં સાંભળ્યુંછ કે હુસનશાહના ખુનને લગતી કાંઈ બીના છે! ને કેહછ કે પેલો દુકતો, મારો કમબખ્ત દુકતો, બહાર પડવા નીકળ્યોછ ને દેખાડવા માગેછ કે તે પોતે નિર્દોશ છે ને ખુન તો બીજાએ કીધેલું છે? એ બધું શું બનવા બેઠુંછ?"

"શું બનેછ અથવા શું બનવાનું છે તે હું કાંઈ જાણતો નથી."

"તું નહી જાણે? તું તે પોસ્યાનો હીમાયતી ને તુંજ નહી જાણે? તે છોકરો જીવેછ કે નહી તેની મને તો ખબર નથી, પણ જો હું તુને કહુંછ કે નાદાનની સુજે ચાલતો ના ને કાંઇ વાત માનતો ના. બધું જુઠું! જુઠું! હુસેનશાહનું ખુન કરનાર એજ પોસ્યો છે. મારી ખાતરી થઈછે. રહી રહીને હવે કયાંથી તેનું નિરદોશપણું સાબેત કરવા તે કે તેનો વકીલ જાગ્યોછ?"

"તે તમે તેને ને તેના વકીલને પુછો. હું તો કાંઇ એ કામ નથી ચલાવતો."

"કેમ નહી? હું ધારતોતો કે એ કામ તારૂં હશે અને તું બધું જાણતો હશે."

"નહી એ મારૂં કામ નથી."

"ત્યારે હું તુને કહુંછ કે હુસેનશાહનું ખુન દોલીએ નથી કીધું એમ કહીને એ ખુનનો ઠપકો પેલા જમસુ ઉપર મેળવા માગેછ તે બધી બનાવટ છે. હું કાંઇ માનતો નથી. એમ હોયજ નહી."

"એ જમસુ કેવો માણસ છે તે તો તમે જાણોછ, સાહેબ." લવજીએ ધીરે રહીને ટાહુકો મુકયો.

"હું જાણુંછ કે તે હડહડતો ચોર, જુગારી, લુછો, જારભાવી છે. પણ આ ખુન વિષે દોલી નિર્દોશ હોય ને આ ખુન જમસુએ કીધું હોય એ તો હસવા સરખું છે."

"દોલી નિર્દોશ છે તે વિષે મારી ખાતરી તો આજ ઘણું અગાઉની થઇ ચુકીછ." ફરીથી લવજીએ થંડે પેટે જવાબ દીધો.

"અને જમસુ ખુની છે તેબી ખાતરી થઇ હશે?" હીરાબેગીએ ટકોરમાં પુછયું.

"એ વિષે હું મત આપતો નથી."

"હું તો બેહુ વાત નથી માનતો. જમસુએ ખુન કીધું એ ખોટું છે અને દોલી નિર્દોશ હોય એ પણ નહી માનવા જોગ છે."

"પણ નહી માનવા જોગ વાતો ઘણીવાર ખરી પડેછ, સાહેબ. સચાઇ ચંદરોજમાં સાબેત થશે અને ઈનસાફની ફતેહ થશે."

"હંબગ! હંબગ!" હીરાબેગીએ વાત હસી કાહાડી. "પણ વારૂ લવજી, આ પાપી ખુન લુછા જમસુનું કામ હોય તો હું ધારૂંછ કે તારે તો પોતાને હાથે એ મુજીને પકડવો જોઇએ."

"હું તેને અડકુંબી નહી. એ એના પાપે મરે તો મરે, પણ મારે તેને મારવામાં હાથ નાખવો નથી."

"પણ શું દોલી નિર્દોશ હશે?" પાહાલી માસા વિચારમાં પડયા. લવજીની આ ઠબ્બ છબ એવી ખાતરી ભરેલી ત્રાશ બેસાડનારી હતી કે પાહાલણજી પોતાના દીકરાને તેના ઉપરના તોહમત સારૂ ગમે એટલા ધિકારતા હતા, તોપણ તે કદાચ નિર્દોશ હશે એમ તેવણના મનમાં વેહમ પડયા વિના રહ્યો નહી. તેવન ફરીથી વિચારવા લાગ્યા કે "શું દોલી નિર્દોશ હશે? શું આટલાં બધાં વર્ષે તેનું નિર્દોશપણું સાબેત થશે?"

"કોઇવાર માણસના મુવા બાદ તેનું નિર્દોશપણું સાબેત થાયછ તો હૈયાતીમાં શું નહી થાય?" લવજીએ તેવણને વધારે વિચારમાં નાખ્યા.

"જો દોલી નિર્દોશજ હોય તો એ નહાસી શું કામ ગયો?" તેવણ અંદેશાથી બોલ્યા. "એ આટલાં વર્ષ ક્યાં ભરાઈ

રહ્યો? એણે આવીને પોતાનું નિર્દોશપણું જાહેર કાં નહી કીધું?"

"તમારા ડરથી." લવજીએ તુર્તજ હાજર જવાબી દખાડી. "તમે બાપ જેવા બાપ તેના દુશમન થઈ લાગ્યા તેથી એનાથી જાહેર થવાયું નહી. તમે દીકરાનું નામ સાંભળતાંજ ગાળ દવોછ અને તેને પોલીસને સ્વાધીન કરવાના તમે પોતે સોગંદ લીધાછ, તો એ બિચારો પોતાનું નિર્દોશપણું સાબેત કરવા આવીજ કેમ શકે?"

હીરામોગીથી કશો જવાબ દેવાયો નહી. લવજીની આ તકરારથી તેવણને નીચું જોવું પડયું. લવજીની ખાતરી થઈ કે હવે હીરામોગીની ખાતરી થતી જાયછે અને હવે તેવણ પોતાના દીકરાના હડહડતા દુશમન થઈ રેહશે નહી.

"પણ લવજી, જો જમસુ ગુનેહગાર હોય તો તારૂં કેવું વેર વલશે!" થોડીકવાર વિચારમાં પડીને અંતે પાહલણજી શેઠે વાત ચલાવી.

"મને વેર લેવાની કશી દરકાર નથી."

"પણ ત્યારે આ પાપીએ આપણી ઉપર જે ફરિયાદી માંડીછ તેનું કેમ થશે?"

"કાંઈજ નહી. એ ફરિયાદી સુતી એમ જાણજો."

"પણ કાલે ફરિયાદી નીકલવાની છે, ત્યારે મારે જવું કે નહી?"

"સરકારના સમનને માન આપી તમારે જવુંજ જોઇયે."

"પણ જઇને શું કરશું? હજી મારી તરફનો કેસ કશો તૈયાર નથી."

"તૈયાર કરવાની કશી અગતજ નથી."

"કેમ વારૂ!"

"કેસ ચાલે ત્યારની વાત. ઘડીભર ચાલ્યો તો તમારે હાલ તુર્ત કાંઈ કરવાનું નથી. તમે પ્રતીવાદી છો. વાદી પોતાનો કેસ સાબેત કરે ત્યારપછી તમારો બચાવ કરવાની વારણ આવશે. ત્યાંસુધી તમોને મુગા બેસી રેહવાનું છે. પણ એટલીબી જરૂર પડે એમ લાગતું નથી. તે લુછા ઉપર વારંટ નીકલી ચુકયુંછ તો હવે એ ફરિયાદી શી માડવાનો છે? તે પોતાનો બચાવ કરશે કે સામી ફરિયાદી ચલાવશે?"

"મેં સાંભળ્યુંછ કે એ તો ચલાવવાનો. મોટા ભપકાથી તે કોર્ટમાં આવવાનો છે અને કેટલાક ભાડુતી માણસોની મારફતે પોતાને કોર્ટમાં આવતાં તથા જતાં ભાડુતી માન મળે એવી કેટલીક ધામધુમો પણ તેણે કરી રાખીછ."

"એ હું જાણતો નથી, પણ મેં એમ સાંભળ્યુંછ કે તમારી ઉપરની ફરિયાદીમાં તમાસો જોવાને આવતી કાલે કોર્ટમાં ગીરદી ઘણી થવાની છે અને લોકોની ગડબડ તથા ધકાધકી અટકાવવાને સત્તાવાલાઓને ખાશ ગોઠવણ કરવી પડીછ. પણ મને લાગેછ કે સઘલું રદ જવાનું છે કેમકે તમારાજ કેહવા પ્રમાણે તે લુછાને પકડવાનું વારંટ નીકલી ચુકયુંછ."

"હા. વકીલ મોરલી મુર પોતે માજીસ્ત્રેટ પાસે છુપાછુપ આવીને છુપાછુપ વારંટ લઇ ગયોછ."

"છુપું વારંટ લીધુંછ તે વાજબી છે કેમકે અગાઉથી ગડબડ કરવાથી વાત બીગડી જાત. પણ ત્યારે છુપું વારંટ લેવાયુંછે ત્યારે તમોને કેમ ખબર પડી?

"માજીસ્ત્રેટે પોતે મને કહ્યુંછ."

"એ કેવું ખોટું છે! ત્યારે માજીસ્ત્રેટ એમ બીજાંને કેહ ત્યારે વારંટ છુપાછુપ લેવાનો કાયદો શો?"

"તેણે મને છુપું કહ્યુંછ. આ લુછા જમસુ સાથ આપણને કેવી રીતે લાગતું વલગતું છે તે જાણી માજીસ્ત્રેટે એકલા મનેજ કહ્યુંછ, બીજા કોઇને કહ્યું નથી અને મેં પણ કોઇને કહ્યું નથી."

---

## પ્રકરણ ૨૨ મું.

# ખૂનનું તોહોમત.

બીજે દહાડે ફરિયાદીની ધામધૂમ ચાલી રહી.

પાહાલણજી હીરાભોગીની અટકલ ખોટી નહી હતી કે ફરિયાદીને બહાને મોટી ધામધૂમ થવાની છે.

તેમજ લવજીની અટકલ પણ ખોટી નહી હતી કે ધામધૂમ સઘલી ઉંધી વળવાની છે અને ફરિયાદી અધુરે જવાની છે.

કેનટોન્મેન્ટ માજીસ્ત્રેટની કોર્ટમાં કજીયો ૧૧॥ કલાકે નીકલવાનો હતો, પણ એક કલાક અગાઉથી કોર્ટનું દીવાનખાનું ખીચોખીચ ભરાઈ ગયું હતું. પારસીઓજ નહી પણ હીંદુ, મુસલમાન, વાણીયા, વછયાત, વેપારી અને દુકાનદાર પણ 'જમશેદજી શેઠ' ની આબરૂની ફરિયાદી સાંભળવા આવ્યા હતા. કોર્ટની અંદર જગ્યા નહી થવાથી મુકદમો ચાલવા અગાઉ કોર્ટના દરવાજા બંધ કરવા પડયા હતા અને ઘણા તમાશગીર લોક કોર્ટની બાહાર ચોકમાં અને રસતામાં એકઠા મળ્યા હતા.

ફક્ત ગાડીઓનીજ હાર લાંબી લાગી રહી હતી. ઘણાખરા તમાશગીરો ગાડીઓમાં આવ્યા હતા. આસપાસનાં ઘેરોમાં લોકો બારીએથી જોવા મળ્યાં હતાં. વાત ચાલી રહી હતી કે 'જમશેદજી શેઠ' મોટા ભપકાથી બે ઘોડાની ચારટમાં આવનાર છે અને તેના દોસતો તેને ગાડીમાંથી ઉતરતાં માન આપવાના છે. આ દેખાવ નવાઈ જેટલો હતો, પણ 'જમશેદજી શેઠ' ભાડુતી માણસોથી આવી કોઇ ગોઠવણ કરાવે એ માનવા જોગ હતું અને તેથી કરીને ફક્ત તમાસો જોવાની જીગ્નાશાએ ઘણી નજરોને આ તરફ ખેંચી હતી.

પાહાલણજી હીરાભોગી સહવારના સકારેથી પોતાના વકીલની સાથે કોર્ટમાં ગયા હતા. કોર્ટ તેવણના ઘેરની સામેજ હતી. તેવણનો વકીલ લવજી નહી હતો. તે તો આ મુકદમા મધે અગત્યનો શાક્ષી થઇ પડે એમ હતું અને વળી આ મુકદમો તેના એક મુદઇની સામે હતો એટલે લવજી અલગો રહ્યો હતો અને કાંઇ પણ દરકાર કીધા વીના નફકરાપણે તે તો પોતાની આફીસમાં ગયો હતો. પણ લવજીની વ્હાલી બાયડી શીરીનને એટલી ધીરજ નહી હતી. તેના બાપના ઘેરમાંથી આ સઘલો તમાસો દેખાતો હતો એટલે શીરીન સહવારના પોહોરથી આ તમાસો જોવા પોતાના બાપને ઘેર ગઈ હતી.

શીરીન પોતાને મહીરે આખો દહાડો રેહવાની હતી. તેથી કરીને સઘલાં છોકરાંને લઈ ગઇ હતી અને છોકરાંની સાથે 'મેડમ ખુશો' ને પણ જવું પડયું હતું. તેની ઘણી મરજી હતી કે નહી જાય—કેમકે જમસુ જેવા માહાપાપીની આજે ફરિયાદીમાં ફજેતી થાય, તેને માન મળે કે અપમાન મળે તે નજરે જોવાને બચુંથી કેમ બને? માટે તેણે શેઠાણી સાથ જવાને જરા આનાકાની બતાવી જોઈ. પણ શીરીને તેને ઘેર રેહવાની રજા આપી નહી. શીરીનને બચુની આ આનાકાની "મેડમની નાફરમાની" લાગી. બચ્ચાંને આખો દહાડો શીરીનથી નહી સચવાય. શું મડમ ઘેર બેસે ને બચ્ચાંની ચાકરી શીરીન કરે? આવો ખ્યાલ પોતાની શેઠાણીના મનમાં દાખલ થાય તે જોવાને મેડમ ખુશો ખુશી નહી હતી. તે છાતીપર પથર મેળી તેમ-દુખનો ભાર ખમીને વળી પોતાની દીલની દ્રઢતાની આ નવી પરિક્ષા આપવાને પોતાની શેઠાણી સાથે તેને મહીરે ગઈ.

બુઢાં હમાયજી પણ ત્યાંજ આવેલાં હતાં. ફરિયાદી માંડવાને "પેલો મુવો" કેમ આવેછ, કોણ કોણ સાથ આવેછ, કેવો ભપકાથી

આવેછ, તેને કોણ માન આપેછે, કેવું અપમાન મળેછે તે સઘલું જોવાને હમાયજીનો જીવ ચટપટ થઈ રહ્યો હતો. તેવણ પણ પાહલીમાસાને ત્યાં સહવારથી આવેલાં હતાં. એ માસા માસીને તેવણ "મુવાં નસાબંદાં" ને "હીના છિના" કેહતાં હતાં તે વાંચનારને યાદ હશે. પણ શીરીનના લગ્ન પછી તેવણ ઘણાં નરમ પડયાં હતાં. લવજી ઉપર એ માસા માસીના અથાગ હેતથી, શીરીનના અપાર પ્યારથી અને વળી હીરાંબાઇના લાંબી મુદતના ગમ અને દુઃખથી હમાયજી આસતે આસતે પોતાનાં માસા માસી તરફ, અગત્ય કરીને માસી તરફ દયાની નજરથી જોવા શિખ્યાં હતાં.

હીરાભોગીના બંગલાનો પાછલો ભાગ કોર્ટવાળા રસતા ઉપર કોર્ટની સામેજ બાહેર આવેલો હતો. બાહેરના રસતા ઉપરનો તમાસો જોવા હીરાંબાઈ અને હમાયજી એક બારીએ બેઠાં હતાં, શીરીન, બુચી–જરી તથા જાલને લઈ બીજી બારી પર એકલી હતી. ત્યારપછી વચમાં બીજી એક બારી ખાલી મુકીને છેડેની બારી ઉપર 'મેડમ ફુગાં' એકલી છુપાયલી, માત્ર ડોકુંજ બાહાર કાહાડીને બેઠેલી હતી.

'જમસેદજી શેઠ' આવ્યા અગાઉ ઘણા ડોલા તણાવ્યા હતા. બરાબર ૧૧ વાગતે તેની બે ઘોડાની ચારટ મોટા ભપકાથી આવવાની હતી. ૧૧ ના ટકોરાએ કોર્ટના દરવાજા ઉપર ઉભા રાખેલા તેના ભાડુતી માણસો તાલી પાડવા વગેરે કામ સારૂ તૈયાર થઇ રહ્યા હતા. તુર્તજ 'જમસેદજી શેઠ'ની ચકચકિત ફેટન દખણના સુરજના ચળકાટ ભરેલાં તડકાનાં ઓલામાં દુરથી ચકચકવા લાગી. સઘલી આંખો તેની તરફ ખેંચાઈ. ગાડી આવી તેમ હીરાંબાઇ નહી ઉઠાય તોપણ ઉભાં થયાં.

પણ તાલી પાડનારાઓ તાલીને ઠેકાણેજ રહી ગયા. ગાડી દરવાજામાં આવે તેવી તાલીઓ પાડવાની હતી અને ખુશાલી બતાવવાની હતી, પણ 'જમસેદજી શેઠ'ની ગાડી કોર્ટના દરવાજામાં દાખલ થઈ શકીજ નહી. દરવાજાથી સેજ દુર બરાબર હીરાભોગીના ઘેરના બારણાની આગળ ગાડી તો અચ્યુક્ષ્ચ ઉભી રહી.

પોલીસે ગાડી અટકાવી. શા વાસતે? સઘલાઓ અંતેજારીથી જોવા લાગ્યા. શું તેમાં 'શેઠ' નહી હતા? હતા ખરા, તેવણ તો બાહેરથી દેખાતા હતા. શું આ ધામધૂમ પોલીસે અટકાવ માગી હતી? કદાચ તેમ હોય..

પોલીસનાજ એક બે કાનસ્ટેબલે હાથ આડો કરીને આ ગાડી ઉભી રખાવી. ગાડી થોભી તેવાજ તે કાનસ્ટેબલ ગાડીના બારણા આગળ ઉભો અને 'જમશેદજી શેઠ' ને સલામ કરી પોતાને હાથેજ બારણાની ચાવી ફેરવી બોલ્યો કે "સાહેબ, ગાડીમાંથી હેઠે ઉતરશો?"

"કેમ? અંહીજ ઉતરવાનું છે શું?" આમ પુછતો જમસુ ગાડીમાંથી ઉતર્યો, તેવાજ બીજા બે કાનસ્ટેબલો બે બાજુએ આવી ઉભા તથા ત્રણ ચાર સીપાઇઓ જુદા ફરી વળ્યા.

"શું છે? શું છે?" તુર્તજ જમસુએ અચરતીથી પુછયું.

"જમશેદજી મનચેરશાહ બેહલા બોગાના, તમે મારા કેદી છો!" લાગલોજ પેહલો કાનસ્ટેબલ જમસુનો હાથ પકડી ગંભીરાઇથી અને જુસ્સાથી બોલ્યો અને વારંટ દેખાડવા લાગ્યો. "આ તમુને કેદ પકડવાનું વારંટ જુવો."

"એટલે? મને શાનો પકડોછો?" જમસુ તાણ કરવા લાગ્યો.

"તાણબાણ નહી ચાલશે." કાનસ્ટેબલ વધારે જોરથી તેનો એક હાથે હાથ પકડી તથા બીજે હાથે બોચી પકડી બોલ્યો "તમોને પકડવાનો કાલ રાતનો મને વારંટ સાથ હુકમ મળ્યો. મેં આખી રાત તમારી શોધ કીધી, પણ તમે ઘેરમાં તો હોયજ નહી અને બાહેર કોણ જાણે ક્યાં ભટકતા રહ્યા કે પકડી શકાયા નહી. અત્યારવેર ત-

મેને પકડવાની તક મળી નથી. કોર્ટની અંદર તમોને મારાથી પકડાત નહી માટે હમણા કોર્ટની બાહેર દૂર રસતાપર પકડવાનો મને હક છે."

અલબતાં માંગતાં લ્હેણાં શિવાએ બીજા કશા અપરાધનો જમસુને શક ગયો નહી.

"બેવકૂફ કંગાલ! મારો હાથ છોડ." તે કાનસ્ટેબલ સાથ હોજાતોજી કરતાં બોલ્યો. "મને કેહે મારા કીયા માગનારે મારા ઉપર વારંટ લીધુંછે અને તેને હું સજા કરાવાને ચુકીશ નહી."

"તમે તાણ કરશો તો વધારે બતા પામશો." એક કાનસ્ટેબલે શિખામણ દીધી.

"માંગનાર કોણના, સાહેબ?" પેહલાએ વાત ચલાવી. "આ વારંટ વાંચો. જમશેદજી બેહલા બોગાના, હું તમોને મરનાર હુસેનશાહના ખુનના વાંકને માટે પકડુંછું."

એટલીવારમાં તો લોકોનું મોટું ટોલું આસપાસ ફરી વલેલું હતું અને ખુનનો બોલ સાંભળતાંજ સઘળાઓની છાતી દધાઇ ગઈ. "ખુન! ખુન!" બોલ એક આગની મિશાલે આખી ભીડમાં ફરી વળ્યો. આખા રસતા ઉપર ગભરાટ થઈ રહ્યો.

"હવે ચાલો! એને લઇ ચાલો!" વડા કાનસ્ટેબલે હુકમ આપતાંજ સીપાઇઓ લોકોને હઠાવવા લાગ્યા અને લોકો ગભરાટમાં હઠવા લાગ્યા. આ ગભારાટ વચે લોકોની જાજી નજર પડી નહી કે મોટા નામદાર 'જમસેદજી શેઠ' ના હાથમાં પોલીસે તેજ ઘડીએ બેડી થોકી હતી!

એકગમથી બે સિપાઇઓ લોકોને હઠાવતા હતા ત્યારે બીજીગમથી બે કાનસ્ટેબલો પોતાના ખીસામાં જે બેડી લાવ્યા હતા તે આ બંધવાના હાથમાં બેસાડતા હતા. ખુનના વાંકને માટે પકડેલા બંધવાને બેડી નાખવાની પોલીસને સત્તા છે—અગત કરીને જ્યારે તે બંધવાએ નહાસવાની અથવા તેને બીજાઓએ નહસાડવાની ધાસતી હોય ત્યારે તો તેને બેડી નાખવાને પોલીસ બંધાયલી છે. આજે તેમ હતું. 'જમશેદજી શેઠ' ના બાહુતી માણસો કદાચ કાંઈ તુફાન કરત માટે બેડી નાખવાની જરૂર હતી.

બેડી માત્ર હાથનીજ હતી. પાપી ચંડાલોને માટે આજના વખતની બેડીઓ ઘણી સુધરેલી રીતની બનાવેલી હોયછે. શુંદર નાજનીનોને હાથમાં બાંગડી પેહરતાં વાર લાગેછે, પણ નીચ, નાપાક, લુચા, દગલબાજ પાપીઓના હાથમાં આજે બેડીનાં કડાં પેહરાવતાં વાર લાગતી નથી. તેને માટે લુહાડ જોઇતા નથી. ટાલાં ચાવી જોઇતાં નથી. ઝટ જડાઈ જાયછે અને તોપણ ઘણી મજબુત પકડ રાખેછે.

ટુકમાં આ સઘળી રમત જરાવારની હતી. સઘળી બબરજ જરાવારની હતી. સ્વપ્ના પેરે સઘળું બની ગયું. કોઇને વકી નહી હતી તે બની ગયું. કદાચ વાર લાગત તો કાંઈ ગડબડ થાત. પણ ગડબડ કરવાને કશો વખતજ મળ્યો નહી હતો. જમસુના ખુસામતિયા લોકોને મસલત કરવાને વખત મળે તેટલાંમાં તો પોલીસે તેનું સરઘસ ચાલુ કર્યું.

'જમશેદજી શેઠ' ગભરાઇને ઉજલો વા થઈ ગયો હતો. તેનું શરીર શીથીલ થઈ ગયું—પાણી પાણી થઈ ગયું. તેનો ભભકો ઝાંખો મારી ગયો, તેનો ચલકાટ ઓછો થયો, તેની સીકલ ઉતરી ગઈ, તે મુડદાલ અને હાલહવાલ થઈ જમીન તરફ જોતો ચાલવા લાગ્યો. તેણે એક બે વાર બોલવાની કોશિશ કીધી પણ તેનાથી બોલી શકાયું નહી. એકજ વખત તે બોલ્યો અને તે ત્યારેજ કે જ્યારે પોતાની આસપાસનાં ટોલાં વચે પેલા છોકરા રામજી ઉપર જમસુની નજર ગઈ.

"ઓ નીચ! છોકરા! કુતરા! આ તારાં કારસ્તાન છે." તે રામજીને જોઇને જતાં જતાં બુમ મારી ઉઠયો.

"નહી! નહી! હું કાંઈ જાણતો નથી! હું બેદાના—"

અંહી આ પાપી છોકરો ખુદાતાલાના પાક

નામે નાપાક કસમ ખાવા જતો હતો પણ એ પરજુરીનું પાપ કરવાનેબી તેને તક મળી નહી. તેના આ કસમ અધુરા રહ્યા, કેમકે તેજ ઘડીએ તેના હાથ ઉપર બેડી થોકાઈ અને એક કાનસ્ટેબલે તેને પણ પકડી કહ્યું કે "રામજી પુતલાજી, તું પણ બંદીવાન છે! હુસેનશાહના ખુનમાં શામેલ થવાના વાંક સારૂ તુંને પણ પકડુંછું!"

"હે! હે! મહારાજ, હું તદન નિર્દોશ છું!" રામજી રડવા ટલવલવા લાગ્યો.

"નિર્દોશ છે, તો કોર્ટમાં નિર્દોશપણું સાબેત કરજે. હમણા તો ચાલ!" પોલીસે તેને એકજ ધકામાં 'જમશેદજી શેઠ'ની સાથે ચલાવ્યો અને 'શેઠ'નું આ સરઘસ જે એક ભભકાથી આવવાનું હતું તે બીજાજ ભભકાથી રવાના થયું.

"હુરીયો! હુરીયો! જમશેદજી શેઠનો હુરીઓ!" જાંહાંગીર જીજુરીવાળાના બુઢાની દીકરા નાના રૂસ્તમે હુરીયો કરવાની પેહલ કાહાડી અને આખી બીજું તે પોકાર ઉચકી લીધો. જે માનની અને ખુશાલીની તાલીની વકી રાખતો આવ્યો હતો તે અપમાન, અપુજર.., ફજીયતી અને હારમારીની શાલપામડી પામીને ચોકીમાં ચાંચરા મારવા વિદાય થયો.

તેનો કેસ નીકલવાની અગાઉ આ બનાવ બનવાથી માજીસ્ત્રેટે બેંચ ઉપર બેઠક લેતાંવારજ 'જમશેદજી'ના વકીલે પોતાના કુલના કેદ પકડાવાની માજીસ્ત્રેટને ખબર કહી અને કેસ ચલાવવાને ના પાડવાથી માજીસ્ત્રેટે તેની ફરિયાદી ઉરાડી મેળી.

'જમશેદજી શેઠ' આબરૂ મેળવવા આવ્યો હતો તે આબરૂની ધુલ કરી ગયો. તે પોતે ધુલ જેવો હતો, તેની ફરિયાદી ધુલ જેવી હતી અને આખેર ધુલની ધુલ થઈ.

---

## પ્રકરણ ૨૩ મું.

## જુદાં જુદાં જણની જુદી જુદી અચરતી.

હમાયજી અને હીરાંબાઈ, શીરીન અને બચ્ચું જે પાહાલણજીની બારીઓથી હેઠલ ચાલી રહેલો આ તમાસો જોતાં હતાં તેઓ પેહલાં તો આ શું થાયછે તે સમજી શકયાં નહી. પણ તેઓએ જ્યારે લુછા જમસુને હાથે બેડી થોકાયલી જોઇ ત્યારે તેમની અચરતીનો પાર રહ્યો નહી.

શીરીન પણ આ બનાવથી અચરત થઈ. જમસુને પકડવાની સઘલી મસલતમાં તેનો ભાગ હતો. પણ આજને આજ જમસુના મુકદમાની છેલી ઘડીએ, પાહાણજીના ઘેરની આગળજ, જે ઘેર આગળથી તેણે "બેહેસતન બચ્ચું" ને ફુસલાવી હતી તેજ ઘેર આગળ, બલકે તેજ જગયાએ જમસુ આ ખુનના વાંક સારૂ કેદ પકડાશે અને તે જગ્યા ઉપર તેના હાથમાં બેડી નખાશે એવી શીરીનને સ્વપ્નામાં પણ વકી નહી હતી. પણ બચ્ચુંની અચરતીનો શો વિચાર કરીશું? તેની આબરૂ લુટનારો, તેને સત્તાવનારો, તેને ખોટું સમજાવનારો પાપી જે જગ્યાએ કરીણુ ઉસકેરણી કરી તે બિચારીને ભમાવતો હતો તેજ જગ્યાએ તે પકડાયોછે. અને તેને પકડાયલો જોવા તેજ દહાડે, તેજ જગ્યાએ, મુવેલી, "બેહેસતન બચ્ચું" જીવતી ઊંડી આવી છે! એ તે કેવી સૃજત! જુની આંખે આ કેવાં નવાં કૌતુક!

પણ હમાયજી અને હીરાંબાઈ તો હજી કાંઈ સમજી શકયાં નહી. આ શો અચબુચ ફેરફાર થઈ ગયો તે જાણવા સારૂ હમાયજીની તો ધીરજ પણ રહી નહી. માણસને હેઠલ તલાશ કરવા મોકલે એટલી પણ તેવણને સબુરી રહી નહી. તેવણ એકદમ બારીએથીજ બુમ મારીને હેઠલના લોકોને પુછવા માડયું કે "શું છે? શું છે?"

પેહેલાં તો હેઠેની ગડબડમાં કોઇએ તેવણનો સાદ સાંભળ્યો નહી, પણ હમાય-

જીએ વધારે મોટી બુમો પાડી પુછયું ત્યારે તે સંભળાયા વિના રહી નહી, અને હેઠલથીજ લોકોએ બુમો મારી પાછો જવાબ દીધો.

"જમશેદજી શેઠ તો મોટા ચાન નજર આવ્યાછે" હેઠેથી એક જણે જવાબ દીધો. "એવણને ખૂનના વાંકને સારૂ પકડવામાં આવ્યાછે."

"ખૂન! ઓ માએ! કોણનું ખૂન?" હમાયજીએ ઉપરથીજ પુછયું.

"મરનાર હુસેનશાહનું" રાહદારીએ જવાબ દીધો. "બિચારા પાહાલણજી શેઠના દોલી ઉપર જે બોજો હતો તે આ નામદાર શેઠ ઉપર આવ્યો છે."

આ જવાબથી જમસુએ ઉપર જોયું અને તે જોતાજ તેનું જીવતાંજીવત ગોયા મોત થયું. જમસુની ઉપર નજર પડતાં 'બચ્ચું' એ મોટા ગભરાટથી બારીની પછવાડે પોતાનું મોહડું છુપાવ્યું.

હીરાંબાઈ ઉપલો જવાબ સાંભળીનેજ લગભગ બેશુધ થઈ ગયાં. તેવણનો દીકરો દોલી, જેની ખાતર હીરાંબાઈ હીજરાઇને મરવા તુલીક થયાંછે, તે અંતે નિર્દોશ નીકળ્યોછે અને તે ખૂન કરનાર તો આ મુજી 'જમશેદજી શેઠ' છે એ વાતથી હીરાંબાઈની છાતીજ ગોયા બેસી ગઈ. તેવણનો દમ બંધાઈ ગયો. શીરીને અને હમાયજીએ તેવણને તુર્તજ બારીએથી ઉંચકીને બીછાણા ઉપર સુવડાવયાં ત્યારેજ તેવણના જીવને જરા ધીરજ આવી.

આ અચબુચ ખબરથી હીરાંબાઇમાં હડપ વા જેવી અસર જણાવા લાગી. તેવણ ગોયા ઘેલાં બની ગયાં. પોતાના દીકરાના છુટકારાને માટે તેવણ ઉમેદવાર થઈ પડયાં. તેવણ ઘડીમાં હસવા લાગ્યાં, ઘડીમાં રડવા લાગ્યાં—ઘડીમાં પોતાના આવા નિર્દોશ બેટાને નાહેક વગોવવા સારૂ પોતાના ધણી પાહાલણજીને ગાલો દેવા પડયાં, ઘડીમાં પોતાના દેશનિકાળ પણ દુખિયારા ભાઈની દાદ નહી લેવા સારૂ તેવણ શીરીનને સત્તાવવા લાગ્યાં.

પાહલણજી હીરામોગી થોડીવાર પછી કોર્ટમાંથી પાછા આવ્યા. જમસુના અચબુચ કેદ પકડવાની તેવણને કોર્ટમાંજ ખબર થઇ, અને માજીસ્ટ્રેટે કજીયો ઉરાડી મેળતાંવાર તેવણ ખુશી થતા અને દોસ્તોના માન તથા મુબારકબાદીઓ લેતા ઘેર આવ્યા.

ઘેરમાં પોતાની ધણીયાણીની હાલત જોઇને પાહાલણજી બીજવાઇ ગયા. હીરાંબાઇના મગજ ઉપર કાંઇ ઘેલાપણાની અસર જેવું તેવણ પિછાણી શકયા નહી. જ્યારે હીરાંબાઇ ગાળ દેતાં ત્યારે તેવણના ધણી સમજતા કે તે ખરાં દીલથી ગાળ દેવછે, માટે પોતાના પાજી સ્વભાવથી હીરાંબાઈની ગાળોનો બદલો બમણી ગાળ, શાપ તથા કદુવાથી તેવણ વાલી આપતા હતા. શીરીને પોતાના બાપને ઘણા સમજાવ્યા કે તેની માતા ઉપર અચબુચ હરખની અસર થઇછે.

"પણ શાની અસર?" પાહાલનજી ગુસાબર બોલી ઉઠયા "એટલીબધી અસર શાની થવી જોઇયે? અટલુંબધું તે દુકતાનું એનેજ લાગેછ કે? કીયા નામીચો દીકરો બેગુનાહ ઠરવાનોછે? ને તે એટલીવારમાં બેગુનાહ ઠરીબી ચુકયો કે વળી તારી માને એટલા ખુશાલી લાગી આવી? ઢોંગ, બધા ઢોંગ સિવાએ બીજું કાંઈ નથી."

પોતાના ધારા પ્રમાણે થોડીક બડબડ ભડભડ કરીને પાહાલણજી ગુસામાં ને ગુસામાં પાછા ગયા. પણ શીરીને ગભરાઇને તાબડતોબ પોતાના વ્હાલા લવજી ઉપર ચીઠી લખી તેને સઘલી હકીકતથી વાકેફ કીધો અને પોતાની માના દીલાસાને માટે જલદીથી હાજર થવાની તેને અરજ કીધી.

લવજી આ નોત્રાંને માન આપી તુર્તજ હાજર થયો. હીરાંબાઇ બિછાણા ઉપર અજાયબ તાસવીસથી બેચેની બતાવતાં. શીરીન ઘભરાઇને તેની આગળ બેસી પોતાની માને થંડી પડવા કાલાવાલા કરતી હતી. હમાયજી ધીરજ દેતાં કે "માસી, માસી, એમ બચ્ચાં પેઠે ગભરાટ નહી કરીયે."

બચ્ચું (મેડમ બુશોં) હીરાંબાઈના માંથા આગળ ઉભી રહી તેવણને પંખો નાખતી હતી.

"લવજી, તું આવ્યો કે?" હીરાંબાઈ તેને જોતાં વારજ પોતાના બીછાણા ઉપર કુદકો મારી ઉઠી બેઠાં.

"શું છે, મા? જરા ધીરજ ધરો." લવજીએ દીલાસો આપ્યો.

"ખરેખરૂં કેહ નહી ત્યાંસુધી મને ધીરજ આવવાની નથી." હીરાંબાઈએ હુજત ચલાવી. "હું જાણુંછ કે તું મને ખરૂં કેહશે ને ઠગશે નહી. ખરૂં બોલ, શું મારા દીકરા દોલીનો કાંઈજ વાંક નથી!"

"અલબતાં નહી. તે નિર્દોશ છે!"

"તારી ખાતરી છે કે તે નિર્દોશ છે?"

"હા, મારી ખાતરી છે?"

"ત્યારે તેની સચાઇ જાહેર કાં નથી કરતો? મારા દીકરાને મારી આંખો આગળ કાં નથી લાવતો?"

"હવે તેજ વખત આવ્યોછ."

"શું એ ખુન પેલા પારસીએ કીધેલુંછે?"

"હું તેમ માનુંછ."

"ત્યારે તે મુવો ગુનેગાર ઠરશે કે?"

"મને તેવી આશા છે."

"અને તે ફાંસી જશે?"

"વાંક સાબેત થશે તો તે ફાંસી જશે."

"અને મારો દીકરો છુટી જશે કે?"

"અલબતાં."

"ઓ બોદા! ઓ! બારેહકતાલા! મારાં દુખ ગમી જો! ને મારા દીકરાને મેળવ."

"આમીન! આમીન!" લવજીએ ધીરજ આપી. "એ સુખ તમારા ભાયગમાં છે, પણ તે એકજ શરતે તમોને મળશે."

"શું શરતે?"

"તમે ગડબડ ના કરો. ગભરાટ ના કરો. તમે ધીરજ ધરો. તમે પાહાલણજી શેઠને ઉસકેરો ના, હુલકાવો ના. તેવણને થંડા અને રાજી રાખો. આટલાં વર્ષ તમે કેવી ધીરજ રાખી, તો હવે જ્યારે તે ધીરજનો બદલો મળવાનો વખત આવ્યોછ, તેવા વખતમાં તમે ગડબડ કરીને શેઠને ભડકાવશો તો તેવણ હુજતના મારયા આપણી તરફેણ થતા હશે તોપણ નહી થશે."

"દીકરા મારા, સુજે બોહશે. પાહાલણજી કદી સમજવાના નથી."

"નહી, નહી, તેવણ સમજ્યાછ. મેં તેવણને સમજાવ્યાથી તેવણની લગભગ ખાતરી થવા આવીછ. એવામાં તમે તેવણને ફુહુરવશો તો વાત બગડી જશે. જાણે કાંઈ જાણતાં નહી હોવ તેમ રહો. શેઠ કહે તેમ ચાલો. નહી તો ખચીત દોલી આપણને સલામત મળવાનો નથી."

"તું કેહશે તેમ હું ચાલીશ. બીજું કાંઈ છે?"

"બીજું કાંઈ નથી. બસ તમે એવણ સાથ દોલી વિષે બોલોજ ના."

"હું નહી બોલીશ."

થંડા લવજીની આ થંડી સમજાવતથી હીરાંબાઇ ઘણાં થંડાં પડયાં. દીકરાને મળવાની આશામાં તેવણે જુસો સઘલો દાબી નાખ્યો. લવજીએ પોતાના કામ ઉપર પાછો જતાં શીરીનને કહ્યું કે "તારાં મા ઉપર અચબ્રુચ અસર થઈછ. આજે એવણ આગળથી ખીસતી ના. એવણને જેમ બને તેમ આરાયસ લેવા દેજે."

"મેડમ બુશોં" આ વખતે લવજીની પછવાડે ઉભેલી હતી. લવજી જેવો પાછો ફરવા ગયો તેવોજ તેનો હાથ 'મેડમ' (બચું) નાં ગળાંને અઠડયો. લવજીએ તુર્તજ માફ માગી અને તે પાધરો પોતાની આફીસમાં પાછો રવાના થયો.

જમસુના કેદ પકડાવા વિષે જેટલાં જુદાં જુદાં જણની અચરતી આપણે ઉપર તપાસી તેઓ સર્વમાં એક જણની અચરતી ઓરજ તરાંહની હતી. તે મરીઅમ—મરનાર હુસેનશાહની પેલી દીકરી, અમીના દાસીની બેહેન હતી.

જમસુ કેદ પકડાયો તે વેળા મરીયમ હાજર હતી. તે પોલીસ કોર્ટ આગળ પાહાલણજીના ઘેરની હેઠલ લવજીની અને પાહાલણજીની આમાઓ સાથે ભેલાઇને માત્ર-

છુપી ઉભી રહી શકી હતી. જ્યારે 'જમસેદજી શેઠ' ને પકડવામાં આવ્યો ત્યારે મરીયમ દબાઇ ગઈ હતી. જ્યારે તેને પકડવાનું કારણ તો તેના ઉપરનો ખુનનો વાંક છે એમ જાણ્યું ત્યારે મરીયમ અચબુચ ફગલાઈ ફીકી પડી ગઈ હતી.

"શું છે? શી ગડબડ છે?" તેણે અજાણપણાનું ડોલ દેખાડી પુછ્યું. અને જે ધણીએ રસ્તામાંથી બુમ મારીને માળા ઉપર બારીએ બેઠેલાં બૈરાંઓને ખબર આપી હતી તેજ ધણીએ મરીયમને પણ પિછાણી જવાબ દીધો કે "બીબી, એ તો તમારા મરનાર બાપના ખુનને માટે પકડાયોછ. 'જમશેદજી શેઠ' ઉપર ખુનનું તોહમત આવ્યુંછ."

આ વાત સાંભળીનેજ મરીયમને ફેર આવી ગયા. તે લપેરા ખાઇને જમીન ઉપર પડી. આસપાસની આયાઓ અને બીજા નોકરો દોડી આવ્યા. તેઓએ તેને હોશ્યાર કીધી અને તે ઘેરની પડોસનો એક મેમાન દુકાનદાર હાસમભાઇ તેની માવજત કરતો તેને પોતાની દુકાન ઉપર લઈ ગયો.

હાસમ ઘાંચી મરીયમને ઓળખતો હતો—બલકે તેણે મરીયમ સાથ દોસ્તી બાંધી હતી કે જે દોસતીનો બદલો મરીયમ પણ દોસતીનો હક દેખાડી વાલી આપતી હતી. ખરી વાત એ હતી કે જ્યારથી મરીયમ પોતાના બાપના ખુન પછી નાહાસી ગયલી પુણે પાછી આવી અને ગાંધીભાઈની નાનીબાઇને ત્યાં ચાકરીએ રહી હતી ત્યારથી તે હલકા લોકો સાથ વાતચીત અને ઠઠા મશ્કરીના વેહવારની પોતાની આગલી ચાલ પાછી ચલાવવા પડી હતી.

આ દુકાનદાર હાસમ ઘાંચીને બે બાયડી હતી, તોપણ તે ત્રીજી કરવાનો હતો. તે મરીયમ તરફ એટલી મિત્રાચારી દેખાડતો હતો કે તે જાણેકે તેણી સાથ પરણવા ચાહતો હોય એવું મરીયમના મનમાં ઘોલાયા કરતું હતું. હજી તેવી કોઈ ચારવણી થઈ નહી હતી, પણ મરીયમ કાંઈ અજાયબ જેવી રીતે આ વિચાર લઈ દોડી હતી.

આજે હાસમની દુકાન આગળ આવવાનું હતું એટલે આ લુચ્ચી સ્ત્રી મરીયમ તેની નજર ખેંચવા માટે ખામખા વધારે ફેશકી પોશાક પેહરીને આવી હતી. જ્યારે તે જમસુના કેદ પકડાવાનું કારણ સાંભળી બેસુધ થઈ ત્યારે પણ તેની નજર હાસમમાં હતી. શું તે જમસુના પકડાવા ઉપર ખરેખર મુર્છાંગત થઈ કે હાસમભાઈનું અમસ્થું ધ્યાન ખેંચવા થઈ હતી?

હાસમ બીજાં માણસો સાથ તેને પોતાની દુકાન ઉપર લઈ ગયો અને તેની સારવાર કરવા લાગ્યો એ વાત તો ખરી. મરીયમ થોડા વખતમાં હોશ્યાર થઈ અને કાંઈ બન્યું નહી હોય તેમ વાતોજ નહી પણ ઠઠા મશ્કરી કરવા લાગી. પોતાની બેશુદ્ધિના કારણ વિષે તેણે મુદલ વાત કરવા ચાહ્યું નહી. તે બોલી કે "એ વાત મારા બેહેસ્તી બાપને લગતી છે, માટે એ વાત યાદ કરતાં મને ધ્રુજરાં છુટેછ, તેથી એ વાત કરશો ના."

તોપણ આજે વાતચીતની મુળ બાબતજ પેલો લુચ્ચો 'જમસેદજી શેઠ' હતો. તેને વિષે કાંઈ વાત ચાલ્યા વગર ચાલે?

"અંતે સાચાનું સાચુંજ થાયછે. દીઠા 'જમશેદજી શેઠ'ના હાલ થયા તે?" હાસમે વાત ચલાવી.

"વળી તું એ મારા બાપને લગતી અણગમતી વાત ચલાવેછ?" મરીયમે પુછ્યું.

"નહી, હું તો આજની એની ફરિયાદીની વાત કરૂંછ. એ તો પડોશના પાહાલણજી શેઠ ઉપર ફરિયાદી મારેવા આવ્યો હતોની? પણ આબરૂ કેવી મેળવી ગયો. તેની હું તો વાત કરૂંછ. એ પકડાયો તેથી હું ઘણોજ ખુશી થયોછ. પાહાલણજી શેઠ કેવા મોટા અને આબરૂદાર માણસ છે. તેની આગળ એ લુચ્ચો શી બિસાદમાં? બોદા પાહાલણજી

શેઠ અને તેના જમાઈ લવજી શેઠને સલામત રાખે."

"ઓહો! હાસમ, તું તો કાંઈ આજે મુલ્લાંનો અવતાર લઈ બેઠોછ અને વાયજી ચલાવેછ?" આ વાત પણ નાપસંદ કરી મરીયમે વધાર્યું. "એ કોણ એવા મોટા લોક છે કે આપણે તેમની વાતો કરીયે? ગમે એટલા લડી મરે તેનું આપણને શું?"

"પણ ત્યારે બાઈ સાહેબ, તમુને તે કેઇ વાત ગમેછ?" હાસમે ટકોર ચલાવી. "તમારી પોતાની વાત? જો તમોને તમારી વાત કરવી હોય તો તબી મારી પાસે કાંઈ અગત્યની વાત છે?"

"તે શું? તે શું?" મરીયમે ઇનતેજારીથી પુછ્યું.

"તારો આગલો દોસ્ત ભીમજી ભમરડો અંહી પુણે આવ્યોછ."

"કોણ? ભીમજી ભમરડો? તે કોણ? હું તો ઓળખતીબી નથી."

"નહી નહી. તું ઓળખે નહી એમ હોય? એ તો મારો નવો દોસ્ત થયોછે. પણ શું તે તારો જુનો દોસ્ત નથી? જ્યારે હીરાભાગીનો દોલી તારે ઘેર આવતો ત્યારે બીજાઓ સાથે ભીમજીબી શું તારો દોસ્ત નહી હતો?"

"તે તેં કે ! જાણ્યું?"

"મને ભીમજી ભમરડાએ પોતે કહ્યુંછે. તુંબી મરીયમ, કેવા કેવા માણસોની દોસ્તી રાખતી આવીછ!"

મરીયમને આ વાતબી નહી ગમી. તેણે જોયું કે તેને માટે આજે કાંઈ દહાડોજ ગોયા સારો નહી હતો. આજે આગલી પાછલી સાકી બાકી નીકલવાનો દહાડો હતો. માટે એના કરતાં અંહીથી જતી રેહવાનું તેણે બેહેતર વિચાર્યું. હાસમના ધરકો આવ્યાં તેમને રોકી નહી રાખવાને બાહને મરીયમ ત્યાંથી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨૪ મું.

## બીબી મરીયમના મરડાટ.

રસતેથી જતાં મરીયમનું મગજ સઘલું હાસમ સાથ પોતાનું કારજ કાંઈ તરવેરથી કરવાના ખ્યાલમાં રોકાયલું હતું. "એ માણસ સારો છે," તે મનથી બોલી "વળી પાંચ પૈસાનો જીવદાર છે. ઘેરનું ઘેર છે, તેનું વર્ષ દહાડે ૨૦૦ રૂપીયા ભાડું આવેછ. ઘેરનો રેહેકલો છે—બલદની બે જોડી છે. બે ગાય છે. દુધ, માખણ, ઘી, સહુ ઘેરનું ઘેર બનેછ. બચીત હું એના ઘેરમાં સાહેબી ચુલાવીશ. હું હાસમને મારા હુકમ તલે દાબેલો રાખીશ. એની બે બૈરી છે તેમને તો મારાં ખાસડાંનાં તલિયાં બરાબર રાખીશ. એની બૈરીઓ એની દુકાનમાં ઘાણી ચલાવવા આવેછ, પણ હું તો ઘી તેલ મંગાવવાના હુકમ મોકલીશ તે સિવાએ દુકાનના કામનો ખ્યાલબી નહી કરીશ. પણ મુવો પેલો ભીમજી ભમરડો મને નડેછ તેનું કેમ કરવું? એ મુવો મને નડવા બગાબર હમણાજ ક્યાંથી આવ્યો? એ મુવો હાસમને મારી સામે ઉધું ચતું સમજાવશે."

આમ રસતેથી ચાલતાં મરીયમ સેખચલી સહી ઉમેદો બાંધી જતી હતી પણ પાછલા, ભીમજી ભમરડાના ખ્યાલથી મરીયમની સઘલી ઉમેદો ધૂલ મળી ગઈ.

તે ભીમજી ઉપર ચીરડાઈ રહેલી હતી. તેવામાં ભીમજી પોતેજ તેને પછવાડેથી આવી મળ્યો. તે ઉતાવલાં પગલાં ભરી મરીયમને ઉભી રાખવાજ આવ્યો હતો અને આવતાંનીવાર મરીયમ સાથ છુટથી વાત કરવા લાગ્યો. એ વાત પણ મરીયમને ગમી નહી. તે ભીમજી સાથ અઢડી પડી અને કજીઓ કરવા લાગી.

"ઓ હો! મરીયમબી! કેમ છે! ઘણે વર્ષે મળ્યાં? ઓળખેછ કે?" ભીમજી ભમરડાએ પુછયું.

"નહી ભાઈ, તું કોણ છે?" મરીયમ અજાણી થઇને બોલી.

"અરે વળી તું મને નહી ઓળખે? હું ભીમજી ભમરડો? તારો જુનો દોસ્ત? અજાણી થાયછ?"

"ભીમજી! હા, હા. કાંઈ ધ્યાનમાં આવેછ ખરૂં. પણ વારૂં આબરૂથી વાત કર. મારા સરખી એક અજાણી સાથ એટલી છુટથી બોલવાનો તુંને શો હક છે?"

"અજાણી શાની? વીસરી ગઈ કે આગલી મિત્રાચારી? હું તુંને શોધવા તારે ઘેર ગયો હતો—જ્યાં તું ચાકરી રહીછ કેની, ગાંધીની નાનીબાઇને ઘેર—ત્યાં તારી તલાશ કરવા ગયો હતો."

"તુંને ત્યાં જવાની શું સત્તા છે, મુવા ચોર?" મરીયમ હવે તેની સાથ છેડતી શોધવા પડી. "મુવા, તું મારી નિંદા કરતો ફરેછ, તેમ વળી ગાંધીને ઘેર મારી બાઈ આગળ ઉંધું ચતું કરવા ગયો હતો કે?"

"મેં તારી શી નિંદા કીધી?"

"તેં હાસમ ઘાંચી આગળ મારે વિષે ઓટું ઓટું સમજાવ્યું છે કે હું તારી સાથ દોસ્તીમાં હતી."

"તે ખરી વાત હતી."

"તારા કરતાં તો બીજા ભલા માણસો સાથ મને વેહવાર હતો. મુવા, તું જેવા કચરાગમ તો હું જોતીતીબી નહી."

"અને તું કોણ હતી તે, જરા યાદ કર, નાપેકાર." હવે ભીમજી પણ તેના ઉપર ઉખડયો અને તેથી મરીયમ ડરી ગઇ.

"હું ગમે તે હતી, પણ તું હવે કેહેછ શું? ચાલ્યો જા તારે રસતે."

"ક્યાં જાય ? મને કામ છે. હું જે કારણસર આવ્યોછ તે કારણ બજાવ્યા વગર જનાર નથી." હવે ભીમજી વધારે ગરમીથી બોલ્યો. "આજે સાંજના ચાર કલાકે તું મરીયમબી બીન હુસેનશાહે માજિસ્ટેટની કોરટમાં હાજર થવું તે હું તુને કેહવા આવ્યોછ. મેહરબાની કરી તસદી લેજો. ભુલશો ના, બાઈ સાહેબ."

"હું! પોલીસમાં? શા વાસ્તે?" મરીઅમે હવે નરમ પડી જઇને પુછયું.

"તારૂં કામ છે. તારી શાક્ષી લેવાની છે." ભીમજીએ હવે વધારે તાણમાં જવાબ દીધો. "પેલા લુછા જમસુને આજે પકડયોછ તે તેં દીઠો કેની? પેલો તારો આગલો યાર પેસુ લવંગિયો યાદ છે કે? તે પકડાગો જો!"

"ચુપ રેહ! મુવા નિંદાખોર!" મરીયમ પાછી તપી ગઈ. "જમશેદજી શેઠ સાથ મારૂં નામ શા વાસ્તે જોડેછ? ફરીથી જો મને વગોવશે તો હું તારી ઉપર આબરૂની ફરિયાદી માંડીશ. નીકલ! ચાલ્યો જા!"

"મરીયમ, હવે તું ગમે એટલી ના પાડ પણ તુંને પોલીસમાં આવવુંજ પડશે. તારી ધરપચ મારા સાથ નહી ચાલશે. હું બધી વાત જાણુંછ અને તે જો તું જાહેર નહી કરશે તો હું જાહેર કરીશ. હું તારા બાપને ઘેર આવતો હતો, ત્યાં હું તુને જોતો હતો અને જમસુને પણ જોતો. લોકોએ બિચારા દોલી ઉપર ખોટી બદનામી મુકી હતી. હું જો તુને નુકસાન કરવા ચાહત તો તેજ વખતે સઘલું જાહેર કરત. પણ મેં તેમ નહી કીધું હતું. મારે શી પંચાત? હમણા પણ આ પંચાતમાં હું પડયો નથી, પણ મને તો મારા સીનીઅરનો હુકમ થયોછ તેથી હું તુને કેહવા આવ્યોછ કે પેસુ લવંગિયો લકપે જમશેદજી શેઠને તારા મરનાર બાપના ખુનના વાંક ઉપર કેદ પકડયોછ અને તેમાં તારી શાક્ષી લેવાની છે."

ભીમજીના આ ભપકી ભરેલાં ભાષણથી મરીયમનો મરડાટ હવે એકદમ નરમ પડી ગયો. હવે તે સામે થઈ પણ તદને નરમ પડી ગયલી હતી.

"હું ખુનની વાત કાંઈ જાણતી નથી અને શાક્ષી આપવા અવવાની નથી." તે બોલી.

"જાણે કે તું કેહશે તેમજ બધું થતું હશે?" ભીમજીએ ટકોર સાથ દમ ભ-

શક્યો. "તું જો શાક્ષીમાં આવવા નહી ચાહશે તો તુંને જબરદસતીથી તેમાં ઘસડીશું."

"તારે શું આલવાનું છે?" મરીઅમ બીહતાં બીહતાં બોલી.

"હું દેખાડુંછ કે મારે કેટલું બોલેછ." ભીમજી પોતાના ખીસામાંથી એક કાગળ કાહાડીને બોલ્યો. "લેવો, બાઈ, આ તમારો સમન. તમને સમનનું ચીઠકું આપ્યા વના તમે ખુશીથી શાક્ષી આપવા નહી આવશો એવું મારો સીનોર જાણતોજ હતો અને તેથી આ ચીઠકું તમારે માટે લઈ રાખ્યું હતું. લેવો તે અને હવે પધારજો વેહલાં."

"તારો સીનોર કોણ?"

"મી૦ મૂર વકીલ." ભીમજીએ કહ્યું. "તું એમ ના સમજતી, મરીયમ, કે આ સઘલું મારૂં કામ છે. તેમ નથી. હું વકીલને ત્યાં ચાકરી છું, તે વકીલે પોતાના કલાક દાખલ મને આ સમન લગાડવાનું કામ સોંપ્યું છે—કે જેમ તે બીજા કોઈને પણ સોંપી શકત. મરીયમ, હું તારૂં સારૂં ઈચ્છુંછ અને તારૂં નરસ ચાહતો નથી, માટે તુંને ભલામણ કરૂંછ કે સાંજે કોર્ટમાં હાજર થજે."

"જમશેદજી શેઠની સામે હું કદીબી શાક્ષી આપવાની નથી." મરીયમ બીજવારને પણ આગ્રેજી ભઈલી રીતે બોલી. "હું સોગંદ ખાઉંછ કે હું શાક્ષી આપવાની નથી, હવે તું શું કેહછ, ભીમજી? શું હું કોઈ બેગુનાહ માણસને ફાંસી દેવાડું? હું સારીપેઠે જાણુંછ કે મારા બાપનું ખૂન કરનાર તો મુવો દોલી હતો. તેછતાં હું જમશેદજી શેઠ સામે કેમ કસમ ખાઈશ? તેના કરતાં તો હું આજને આજ અંહીથી રસતો પકડી સુરતમાં મને નવી નોકરી મળેછ ત્યાં જાવુંની?"

"કોર્ટના સમનનું અપમાન કરી તમારીથી કેમ જવાશે, બાઈ સાહેબ?" ભીમજીએ તેને પાછી સમનની યાદ આપી. "ને આ સમન છતાં તમે નાસી જશો તો કોર્ટ વારંટ કાહાડશે અને તમોને પકડી મંગાવશે તથા બંદીખાને મોકલશે."

"મને કોર્ટમાં હાજર કરશે એટલુંજ કે? પણ જમશેદજી શેઠની વીરૂધજ શાક્ષી આપવાની કોર્ટ મને ફરજ તો નહી પાડશે? તમે લોકો મને ઘસડવાની ગમે એટલી કોશેશ કરની, પણ તમે તમારી જીભ મારા મોહડાંમાં કેમ ગોળશો? મારી પાસે તમે જે બોલાવા માગોછ તે તો હું નથી બોલવાની."

આમ કોર્ટના સમનનો તુછકાર બતાવી તથા લુછા જમસુ તરફ પક્ષપાતપણું બતાવી મરીયમ ભીમજીને પુરતો ભરમ આપ્યા વગર ત્યાંથી જતી રહી.

ભીમજી તુર્તજ ચેત્યો કે "મરીયમબી સામી પક્ષમાં છે, ખરી શાક્ષી આપવાને બીહેછે. તે સો વશા તો શાક્ષી આપવા આવશેજ નહી પણ નહાસી જશે અને જો ફરજની મારી શાક્ષી આપવા આવશે તો ખરૂં નહી બોલશે."

એટલું છતાં પણ મરીયમ એટલી અગત્યની શાક્ષી છે કે તેની હાજરી જરૂરની છે. તે ખરી શાક્ષી નહી આપવા ચાહે તોપણ ઘણીવાર શાક્ષીઓને પોતાની મરજીની વીરૂધ ખરૂં કેહવાની ફરજ પડેછે. તે હાજર થાય એટલું બસ છે, પછી તેના નાખુશ મોહડામાંથી ખરી જુબાની ઓકાવી કાઢવી એ તો વકીલ બારીસટરની હોશ્યારી ઉપર આધાર રાખેછે.

ભીમજીને મજબુત શક ગયો કે મરીયમ નાહાસવાની તદબીર કરશે. માટે તુર્તજ પોતાના શેઠ મી૦ મૂર વકીલ પાસે દોડી જઈ ભીમજીએ એ વાત તેને જાહેર કીધી.

મરીયમ પેલીમેરથી ગઈ તેવી પોતાની શેઠાણી ગાંધીભાઈની નાનીબાઈ પાસે તેવણના ઓરડામાં દોડી ગઈ અને બે દહાડા બાહાર ગામ જવાની તેણે રજા માંગી. કાંઈ પણ વાત બનાવી કાહાડવામાં મરીયમ ઘણી ચપલ હતી, તેણે આ રજા

માગવા માટે તુર્ત એક બનાવટ ઉભી કીધી. તે પોતાની બાઇની આગળ રડતી અને હાય અફસોસના ઢોંગ કરતી ઉભી.

"ઓ બાઈ! ઓ બાઈ!" તે બોલી "મારે તો હમણાને હમણાજ જવુંછ. મુંબઈની ત્રેનને માત્ર એક કલાક રહ્યોછ, તે ત્રેન મારે ચુકવી નથી વાસતે મને એકદમ રજા આપો. મારો કાકાનો દીકરો બીલીમોરામાં રેહેછ, તે મરવા સુતોછ, તેને લકવો થઈ આવ્યોછ, તે પાંચ પૈસે જીવવાળો છે, તે મને ઘણી ચાહેછ, તે આજ કાલ મરી જશે એમ છે. વાસતે મારે તો તેને મોહડે પડવા જવું જોઇયે. મને જયા વગર ચાલેજ નહી. અમારા ખાનદાનમાં એક એજ વડો મુરખી હતો, તે પણ મરવા સુતોછ રે! હાય! હાય! બાઈ, મને જવાની રજા આપો. હું પાછી આવવાને બેથી ત્રીજો દહાડો નહી લગાડીશ. પણ જો રજા નહી આપશો તો હું તમારી રજા વગર ચાકરી છોડીને જઇશ."

અંતે નાનીબાઇએ લાચારીથી રજા આપી અને અડધા કલાકમાં મરીયમબી પોતાનાં કપડાંનું પોટલું લઇ રૈલવે સ્ટેશનના રસતા ઉપર ઝડપથી જવા નીકળ્યાં.

રસતામાં એક પોલીસનો સિપાઈ મળ્યો. તેણે મરીયમને સલામ કીધી. મરીયમે પાછી સલામ કીધી. મરીયમને આ બી પોલીસ ઓળખતી હતી. આ સિપાઈ હસવાના ઠઠા કરતો મરીયમને વાતે ઉભી રાખવા લાગ્યો, પણ મરીયમે ઉભી રહી વાત કરવા ના પાડી કહ્યું કે હમણા હું ઘણી કામમાં છું.

જ્યારે તે ઉભી નહી રહી ત્યારે એ પોલીસ સિપાઈ તેની સાથ ચાલતો ચાલતો વાત કરવા લાગ્યો અને વાત કરતો કરતો તે પોતાના "પોસ્ટ"થી (ચોકી કરવા ઉભા રેહવાના મથકથી) ઘણો આગળ ચાલ્યો એમ મરીયમે જોયું.

વાત કરતાં કરતાં હવે મરીયમે ઝડપથી પગલાં ભર્યાં ત્યારે તે સિપાઇએ પણ તેમ કીધું. તે ઉપરથી મરીયમ હવે દોડવા લાગી અને સિપાઇ પણ સાથે સાથે દોડવા લાગ્યો.

મરીયમે આ ટુક વાત વચે કબૂલ કીધું કે હું હમણાની ત્રેનમાં મુંબઈ જાવુંછ. આમ કરતાં સ્ટેશન ઉપર વલવાવાની ગલી આવી અને મરીયમ તેમાં જતી હતી, પણ સિપાઇએ તેનો હાથ પકડયો અને કહ્યું કે "એ ગલીમાં જવું નહી."

"કાં? અંહીથી રેલવે સ્ટેશન નજદીક પડેછે." મરીયમે અચરતીથી પુછયું.

"નહીરે! મારી લાડકી બાઈ, હું કહુંછ તે માનો." સિપાઈ તેના ચાલા કરવા લાગ્યો.

"ચાલ, ચાલ, વાઈ, ખીસતો જા" મરીયમ સમજી કે એ સિપાઇ માત્ર મજાખ કરેછે. "હમણા મજાખ કરવાનો વખત નથી."

"હું મજાખ નથી કરતો, બાઈ સાહેબ." હવે સીપાઈ મરીયમનો હાથ વધારે મજબુત પકડીને બોલ્યો. "હું ખરેખર કહુંછ કે એ ગલીમાં તમારીથી નહી જવાશે, હું આ રસતે લઈ જાવુંછ ત્યાં ચાલો."

"કયાં ચાલ?"

"પોલીસમાં, પોલીસમાં! માજીસ્ત્રેટ સાહેબ તમોને બોલાવેછ. તમારી કાંઈ છુપી શાક્ષી લેવાની છે વાસતે મારી સાથે પધારોજી. તમે શાક્ષી આપવી નહી પડે વાસતે પુણેથી નહાસી જાવોછ એવી માજીસ્ત્રેટ સાહેબને તમારી આગમચથી ખબર પડીછે વાસતે ચાલો હવે પધારીયેજી."

હવે મરીયમ ધભરાટમાં પડી. તે ઠગવા જતાં પોતેજ પુરેપુરી ઠગાઈ. અને જરા તાણતોડ કરીને જ્યારે જોયું કે આ સિપાઈ તેને છોડવાનો નથી ત્યારે તે મુગી મુગી ચાલવા લાગી. સિપાઇએ મરીયમનો હાથ પકડી રાખ્યો હતો તેથી એક કેદી તરીકે જવા તેને ગમ્યું નહી. સિપાઇએ તેની કબુલાત લીધી કે તે નહાશી જાય નહી, એ શરતથી સીપાઇએ તેનો હાથ છોડયો, તે શરત તેને બજાવવી પડી કેમકે આ સિપાઈના હાથમાંથી તેનાથી નહસાય એમ નહી હતું.

## પ્રકરણ ૨૫ મું.

## પેહલી તપાસ પછવાડેના ફુમાટાં.

આજે યાને જે દહાડે લુછા જમસુને, છાકટા રામજીને અને પછી મરીયમને પકડયાં છે તેજ દહાડે કેનટોન્મેંટ માજીસ્ટ્રેટે પ્રથમ ખાનગી રીતે એક તલાશ ચલાવવા માંગીછે. બીજા કોઈને કેદ પકડ્યા હોય યા કેમ હોય તેની અગાઉ મુલ કેસ કેટલો છે તે વિષે માજીસ્ટ્રેટે પોતાની ખાતરી કરવાને આ ખાનગી તલાશ ચલાવીછે. એ તલાશમાં પોતાની મસલતને માટે પોલીસ સુપ્રીનટેનડેંટને, સીટી માજીસ્ટ્રેટને અને એક બે સુલેહના અમલદારોને પણ બોલાવ્યાછે.

પાહાલણજી હીરાભોગીના દીકરાને લગતી આ તલાશ ચાલવાની છે તોપણ તેવણના અપક્ષપાતપણા ઉપર માજીસ્ટ્રેટને એટલો તો વિશ્વાસ છે કે તે અપક્ષપાતપણાને લીધે પાહાલણજી શેઠની પણ આ ખાનગી તલાશમાં એક સુલેહના અમલદાર દાખલ માજીસ્ટ્રેટે મદદ લીધીછે.

અને એ પ્રમાણે, ત્યારે, "જેમશેદજી શેઠ"ની માજીસ્ટ્રેટ આગળ તપાસ ચાલી.

આ એક ખાનગી, સરૂઆતની તપાસ હોવાથી કાંઈ ધારાનું અને ધારા જાણનારાઓનું ઘણું કામ નહી હતું પણ "શેઠ" ની સાથે એક વકીલ મી॰ મૂર સઘલું કામ ચલાવતો હતો એટલે "શેઠ"ના વકીલ મી॰ રામચંદ્ર રત્નાકરને પણ આ તપાસ વેળા હાજર થવા દીધો હતો.

મી॰ મૂર વકીલે પેહલાં ખોલાસો કીધો. હુશેનશાહના ખૂન વખતની બંધવાની જે જે હકીકતો દોલી તરફથી મળી હતી તે સઘલી મી॰ મૂરે જાહેર કીધી પણ એ હકીકત દોલીથી મળીછે તે જણાવ્યું નહી. માજીસ્ટ્રેટે પુછયું કે આ સઘલી ખબર ક્યાંથી મળીછે? મી॰ મૂરે પોતાની એ ખબરનું મુળ તુર્તવેળા ખાનગી અને છુપું રાખવા માંગ્યું. માજીસ્ટ્રેટે શક બતાવ્યો કે હુશેનશાહના ખૂન વેળા "પેસુ લવંગિયો". નામનો એક પરભારો શખ્સ હાજર હતો એ વાત ઘડીભર ખરી ઠરશે તોપણ એ "પેસુ લવંગિયો" તે જમશેદજી શેઠજ છે એ વાત સાબેત કરવી કઠણ છે.

"હું આપની ખાતરી પુર્વક પુરાવા રજુ કરીશ." મી॰ મૂર બોલ્યો અને કોર્ટે પેહલાં તેજ પુરાવા જાણવા માગ્યા. "જમશેદજી શેઠ"ની પેસુ લવંગિયા દાખલની ઓળખાણના શાક્ષી પેહલાં માંગ્યા. એ ઓળખાવનાર દાખલ પેહલવેહલો મી॰ મૂરે ભીમજી ભમરડાને ઉભો કીધો.

"તમે આ બંધવા વિષે શું જાણોછો?" માજીસ્ટ્રેટે ભીમજીને પુછયું.

"હું એને વિષે હાલ ઘણું જાણતો નથી." ભીમજીએ શાક્ષી આપી "પણ પેસુ લવંગિયા દાખલ હું એને ઓળખુંછું. મને એની સાથે મરીયમે ઓળખાણ કરાવી હતી. તેને તે વખત ઓળખનારી એકલી મરીયમજ હતી. એનું ખરૂં નામ કદાચ જુદું હોય, પણ મરીયમ એને પેસુ લવંગિયો કેહતી હતી અને એ પોતેબી પોતાનું નામ એજ આપતો હતો. હું એને ખડકી તરફથી આવતાં ઘણીવાર જોતો હતો અને હુશેનશાહના ઘેરમાં પણ મેં એને ઘણીવાર દીઠો હતો. મેં એને બે ત્રણવાર પેસુ કરીને હાંક મારી હતી અને એણે પેસુ દાખલ મને જવાબ દીધો હતો. એનું એજ નામ હું ખરૂં માનતો હતો અને મને તે વિષે જરા શક નહી હતો. રામજી પણ એની સાથ 'પેસુ' તરીકેજ વાત કરતો હતો અને તેજ પ્રમાણે મરનાર હુસેનશાહને પણ એને વિષે 'પેસુ'ના નામથી મેં વાત કરતાં સાંભળ્યો હતો. એક દહાડે એ મરનારે પોતાની દીકરી મરીયમને ધમકાવી હતી કે 'આ પોશાગીર પેસુને તું મારાં ઘેરમાં

આવવા નહી દે.' મરીયમે ઘણા મીજાજથી જવાબ દીધો હતો કે 'એ મારો રફીક છે તે ઘેરમાં આવશે ને ફર આવશે.' મરીયમનો વાંક નહી હતો. તે ઘણી નાદાન હતી અને તેને સમજણ કાંઈ નહી હતી."

"મરીયમની આપણી કાંઈ તપાસ કરવા બેઠા નથી." માજીસ્ત્રેટ બોલ્યો. "આ બંધવા વિષે બોલો. પેસુ લવંગિયા દાખલ એને બીજા કોણ ઓળખતા હતા?"

"હું ધારૂંછ કે અમીના તે મરીયમની બેહને તેને ઓળખવો જોઈયે." શાક્ષીએ જવાબ દીધો. "પણ એને સહુથી સરસ ઓળખનાર તો પાહાલણજી શેઠનો દીકરો દોલી છે."

પાહાલણજી શેઠ પોતાના દીકરાનું નામ સાંભળતાંજ કાન ફફડાવી હોશ્યાર થયા અને જાણે કે આ સઘલા ઢોંગ હસી કાહાડતા હોય તેવાં ડોલથી તેવણ પોતાની ખુરસી ઉપર અઢેલતા હતા ત્યાં ઉઠીને અતરંગ બેઠા.

"પેસુ લવંગિયો મરીયમનેજ મળવા આવતો હતો. તેને મરીયમ સાથ ઘણી દોસતી હતી." શાક્ષી આગળ બોલવા લાગ્યો. "તે ખડકીના રસતા ઉપરથી એક ઘણા તોફી ઘોડા ઉપર સવાર થઈ આવતો હતો. તેને અમે ખાનસાહેબના ખાનદાનનો ધારતા હતા. તે ઘણો ઇસિકી હોવાથી હું તેને પૈસાવાલો સમજતો હતો. હું ધારતો હતો કે તે કોઈ શેઠિયાનો દીકરો છે અને આબરૂદાર મંડળીમાં ફરેછે. લોકો તેને જોય એ વિષે તે ખુશી નહી હતો. તે જેમ બને તેમ એકાંત રસતે છુપો આવતો હતો અને દીવા કરવાના વખત અગાઉ કદાચજ નજરે પડતો હતો."

"ખૂનની રાત્રે તમે એને હુસેનશાહના ઘેરમાં દીઠો હતો?" માજીસ્ત્રેટે પુછયું.

"નહી સાહેબ. હું પોતેજ તે દહાડે ત્યાં નહી હતો, માટે તેને જોઈ શકું નહી."

"પણ ખૂન કરનાર એ બંધવો છે એવો વેહમ કોઈ દહાડેબી તમારા મનમાં ઉપજ્યો હતો?"

"કોઈ દહાડે નહી." ભીમજીએ હીમતથી જવાબ દીધો. "ખૂનનું તોહોમત તો દોલી ઉપર આવ્યું હતું. અને આ પેસુ ખુની હોય એવો મને કદી ખ્યાલ પણ ગયો નહી હતો."

"એ કેટલાં વર્ષની વાત છે?" મી. રામચંદ્ર રત્નાકરે પુછયું.

"મને ચોકસ વર્ષ યાદ નથી, પણ હું ધારૂંછ કે વર્ષ બારેક થયાંછે."

"અને બાર વર્ષ પછી તમે સોગંદ ખાઈ કેહવા માગોછ કે પેસુ લવંગિયો તે આ બંધવોજ છે?"

"હા સાહેબ. હું સોગંદ ઉપર કહુંછ. જેટલો પોતાને વાસતે તેટલોજ એને વાસતે હું ચોકસ છું."

"એ બાર વર્ષમાં તમે એકબી વખત તેને દીઠો નથી તે છતાં?"

"એ લાંબા અંતરમાં મેં એને એકવાર દીઠો હતો."

"ક્યાં અને ક્યારે?"

"મુંબઈમાં. ખૂન પછી આસરે અઢાર મહીને." શાક્ષી બોલ્યો "મેં એને માત્ર નજરે દીઠો હતો. અકસમાત દીઠો હતો. કશી વાત કીધી નહી હતી."

"અને તે વખતે એને તમે કોણ સમજ્યા—'જમશેદજી શેઠ' કે 'પેસુ લવંગિયો'?"

"લવંગિયોજ ખચીત. એનું 'જમશેદજી શેઠ'નું નામ તો મારા સ્વપનામાંબી નહી હતું. એનું એ નામ તો મેં આજે શરતના રસતા ઉપર પેહલવેહલુંજ સાંભળ્યું."

"કાંઈ ભૂલ તો નથી, શાક્ષી? જે લવંગિયાને તમે પુણામાં દીઠો તેજ કદાચ મુંબઈમાં દીઠો નહી હોય અને તેજ વળી કદાચ આ બંધવો નહી હોય."

શાક્ષી હસ્યો. "સાહેબ, હું સોગંદ ઉપર ઉભોછ અને ખરેખરૂંજ કહુંછ."

"મરિયમબીબી ખીન હુસેનશાહને બોલાવો."

માજીસ્ત્રેટના આ હુકમ ઉપરથી ભીમજી શાક્ષીનાં પીંજરામાંથી ઉતરી પડયો.

અને હવે મરિયમ પીંજરામાં આવી ઉભી. તે તેજ મુસાફરીના લેબાશમાં હતી કે જે લેબાશમાં આ પીડા પતાવવા સારૂ પુણેથી નહાસવા જતી પકડાઇ હતી અને તેજ પોશાકમાં તેને પોલીસે આણી ઉભી કીધી. તેની શાક્ષી વેળા ભીમજી ભમરડાને મી૦ મૂર વકીલે કોર્ટની બાહાર મોકલાવ્યો.

"તારૂં નામ શું?"

"મારૂં નામ મરિયમ."

"મરિયમ શું? બરાબર આખું નામ કેહ."

"મારૂં આખું નામ બધા જાણોછ તોપણ પુછોછ શાનું? નકામો વખત ગુમાવોછ." આ પ્રમાણે પ્રોટેસ્ટ ઉઠાવ્યા છતાં તે તુર્તજ બોલી કે "મારૂં નામ મરિયમ બીન હુસેનશાહ."

મરિયમબાબી ઘણીજ ખભરેલી અને ખીજવાયલી આવી ઉભી હતી. ને નહાસી જવા પામી નહી અને અચબુચ તેને પકડવામાં આવી તેથી તેની ગાડે ગાડેની આબરૂને ઘણું અપમાન થયું. તે ડોળા કાહાડતી, ચેહરા ઉપર ઘુમટો ચહડાવીને આવી હતી અને બંધવાથી બામબા પીઠ કરીને તેને જોય નહી તેમ ઉભી હતી.

"એનેસોગંદઆપો." માજીસ્ટ્રેટે ફરમાવ્યું.

"હું સોગંદ નથી લેવાની." તે બોલી.

"સોગંદ લેવા જોઇએ." માજીસ્ટ્રેટે હુજત કીધી.

"પણ હું કહુંછ કે હું નથી લેવાની."

"ત્યારે બંદીખાને જવું પડશે." પાહાલણજી હીરાભોગી બોલી ઉઠયા. તેવણ મરિયમને બંદીખાને મોકલવા ઘણા ખંતી હતા—સદા ચાહતા હતા. પોતાના દીકરા દોલીની ખરાબીનું મુળ તેવણ આ ઓરતને માનતા હતા.

"મરિયમ, ખરૂં કેહજે. તારા બાપના ખુનમાં તારી કાંઇ શામેલગીરી હતી?" માજીસ્ટ્રેટે નરમાશથી પુછયું.

"સાહેબ, સાહેબ, એ શું બોલોછ?" મરિયમે રડી પડીને પુછયું. "અરે! હું એટલીબધી પાપી, ઘાતકી કપુત્રી હોઉં કે મારા પ્યારામાં પ્યારા બાપનો જીવ હું મારે હાથે લઉં? સાહેબ, મારા ઉપર એવો વેહેમ શા માટે લઈ જાવોછ? અરે! મારા બાપનું મારા ઉપર કેવું હેત હતું! જો તેનો જાન બચાવવા અગર મારો જાન આપવો પડત તો હું તે ખુશીથી આપત."

"અને તે [illegible] તે મરનારનું ખુન કરનાર પાપીને શીક્ષા કરાવવાના કામમાં તું તારી મદદ આપવાને ના પાડેછ?"

"હું ના નથી પાડતી, સાહેબ." મરિયમે ગંભીરાઇથી પોતાનો બચાવ કીધો. "હું ચાહુંછ કે મુવો તે ખુની ફાંસી જાય અને હું પોતે તેની ફાંસી જોવા જાવું. પણ મને બીહક એટલીજ છે કે મને તમે શું પુછશો ને શું નહી, અને હું તરેહવાર ભલતા સવાલોનો જવાબ તમોને કેમ આપી શકીશ? મારી ખાનગી વાતો જેની સાથ મારા સિવાએ બીજાં કોઇને લાગતું વલગતું નથી તે બધું મને પુછવામાં આવે તો હું જવાબ નહી આપું અને તેથી હું કસમ લેવા ના પાડુંછ."

"મરિયમ, તુ બીહ ના, અમે તુને તારી ખાનગી બાબતો પુછવાના નથી." માજીસ્ટ્રેટે તેને ધીરજ આપી. "ખુનને લગતી જેટલી બીના ઓલી કરવી છે તેટલીજ તુને પુછવાની છે ને તે તું નહી ચાહશે તોબી તુને કેહવી પડશે."

"ત્યારે મને કસમ આપો." અને હવે મરિયમે મોહડે માગી કોરાનના કસમ લીધા. તેને થોડીજ ખબર હતી કે "આ ખુન ઓલ્લું કરવા" ના સવાલમાં તેની સઘળી ખાનગી વાત ઓલ્લી થયા વગર રેહવાની નહી હતી.

"અને હવે મરિયમ, કોરટને કેહ," વકીલે સવાલ પુછયો "કે પેસુ લવંગિયો નામનો શખસ તારા મરહુમ બાપના ઘેરમાં તુને મળવા આવતો હતો કે નહી?"

"હે! જોયું કેની? પેહલેથીજ મારી ખાનગી વાત પુછવા માડી." મરિયમે વાંધો લીધો.

"જવાબ દે નહી તો દંડ થશે." માજીસ્ટ્રેટે હવે તેને દમ ભરાવ્યો.

"હા. પેસુ લવંગિયો મારે ઘેર આવતો હતો." મરિયમે નાખુશીથી જવાબ દીધો.

"કેટલી વખત આવતો હતો?"

"પુણે હોય ત્યારે દરરોજ."

"તુને તેની સાથ પેહલી ઓળખાણ કેમ થઈ?"

"ગમે તેમ થઈ તેનું તમારે શું? તમે ખૂનની વાત કરોની?"

"મરિયમ, તુને જવાબ દેવોજ પડશે. તેં કુરાનના કસમ લીધાછ. વાસતે ખરૂં કેહ."

"હું ખરૂં કહુંછ કે તેણે ખૂન કીધું નથી."

"એ સવાલ નથી. હું પુછુંછ" વકીલે હુજત કીધી "કે પેસુ લવંગિયા સાથ પેહલી પીછાણ તુને કેમ થઇ?"

મરિયમ મુગી મુગી માજીસ્ત્રેટનું મોહડું જોવા લાગી, જેણે "જવાબ દે! જવાબ દે!" કરી તેને થથરાવી કહાડી.

"પેસુ સાથ મને પેહલી પિછાણ ખડકીવાલા ખાનસાહેબને ત્યાં થઈ."

"ખાનસાહેબવાલા શેઠો સાથ તુને દોસતી હતી?"

"એ ખાનગી વાત છે. જવાબ નથી દેવાની"

"મરિયમ તુને રૂ. ૫) નો દંડ કીધોછ." માજીસ્ત્રેટે તેનો મરડાટ તોડી નાખ્યો.

"માફ કરો, સાહેબ, હું જવાબ દઉછ."

"જેમ જેમ તું ના પાડતી જશે તેમ તેમ એ દંડ વધારતા જઇશું, પણ જો તું શાક્ષી બરાબર આપશે તો સેવટે એ દંડ માફ કરીશું." માજીસ્ત્રેટે તેને ધમકાવી કહ્યું "ચાલ બોલ હવે કે ખાનસાહેબને ત્યાં તુંને શી પીછાણ હતી?"

"શેઠ લોક સાથ નહી. શેઠવાળા બાહેર ગયા હતા ત્યારે તેમના ચાકરોએ મને અને મારી સહીમીતીઓને ખાનું આપ્યું હતું, કેમકે શેઠનો વડો બુટલર મારો સગો હતો."

"ત્યાં પેસુ લવંગિયો તુંને મળ્યો?"

"હા. શેઠના બબરચીએ તેને પણ જમવા તેડયો હતો અને મારી ઓળખાણ કરાવી હતી."

"અને તારી ખુબસુંરતીથી તે તારા ઉપર મોહીત થયો હશે?"

"હાજી." મરીયમે મગરૂરીથી પોતાની ખુબસુરતી વિષેની આ શાક્ષી પુરી.

"અને તે ઉપરથી તે દરરોજ તારે ઘેર આવતો થયો હશે?"

"હાજી, એમજ."

"રોજ સાંજે, ઘોડેસવાર થઇને, ઇસિંગ્રી પોશાકમાં તે તુંને મળવા આવતો હતો વારૂ?"

"હા, તેમાં ખોટું શું હતું? માત્ર મળવાજ આવતો હતો."

"અલબત, અલબત. હુંબી તેજ કહુંછ. હું કાંઈ તે મુલાકાત ઉપર બીજી બદનિષ્ટાની બદનામી લગાડતો નથી. મરીયમ, તું બીહ ના. હું ઓર દલગીર છું કે તુંને એમ મળવા આવવા માટે મને કોઇએ દોસતી કરાવી નહી—બાકી હું પોતે તુંને મળવા આવત. એ કામ ખોટું છે એમ હું કેહેતોજ નથી!" જ્યારે જોયું કે તે સઘળી શાક્ષી પુરવાના રાહપર આવીછે ત્યારે વકીલે તેને ઘણી ધીરજ આપી અને ખુશી કીધી. "હવે કોર્ટને કેહ, મરીયમ, કે તે વખત ઉપર તું તે પેસુને જમશેદજી નામથી પીછાણતી હતી?"

"નહી. એણે પોતાનું નામ પેસુ લવંગિયો કરીને કહ્યું હતું અને હું પણ તેજ નામ માનતી હતી."

"તે ક્યાં રેહતો હતો?"

"હું જાણતી નહી હતી. પણ હું ધારતી હતી કે તે ખાનસાહેબને ત્યાં અથવા તે તરફજ કેથે રેહતો હતો."

"બરાબર. મરીયમ, હું ખુશી છું કે તું ખરા જવાબ આપેછ. અને હું ખાતરી આપુંછ કે માજીસ્ત્રેટ સાહેબ તારો દંડ માફ કરશે." વકીલે તેને છાપડે ચહડાવી, અને એમાં તેની મતલબ હતી. મરીયમ પછવાડે ફરીને ખુંધવાને જોય એવી કોઈ

યુકતીની તે તદબીરમાં હતો અને તેટલા માટે એ મૂર્ખ આને તેના વખાણોથી ફુસલાવ્યાથી તે બડાઈમાં ખુશી થઇ ઠેકાણે આવશે એમ વકીલ જાણતો હતો.

"મરીયમ, આજે તું ઘણો શુંદર પોશાક પેહેરી આવીછ." વકીલ બોલ્યો. "પછવાડનાં ફુમટાં શું શોભીતાં છે!"

મરીયમે પોતાનાં પછવાડેનાં ફુમતાં તરફ ડાકું ફેરવ્યું. "જમશેદજી શેઠ" ના કંગાલ ચેહરા ઉપર તેની નજર પડી. તે બેહુની નજર મળી. મરીયમ લગાર હસી. "શેઠ" બંધવાએ પોતાનું માથું નીચું કીધું અને મી° ?? કીલે તુર્તજ માજીસ્ટ્રેટને ઇસારત કીધી

---

## પ્રકરણ ૨૬ મું.

## મરીયમની મુખ્ય મુખજુબાની.

અને આ તદબીરથી મરીયમ વધારે ઠેકાણે આ[illegible] ગઇ. વકીલ તો તેનો દોસ્ત છે તથા વધારે દોસતી કરવા ચાહેછે અને તેના ઉપર ખુશી છે એમ સમજીને તે ખુશીમાં આવી ગઈ અને હવે વધારે સેહલાઈથી જવાબો આપવા લાગી. પણ વધુ હીકમત મી° મુરના સવાલોમાં હતી. મરીયમે જે કાંઇ નહી કબુલેલું તે સઘલું જાણે તે કબુલ કરી ચુકી હોય તેમ તેના મોહડાંમાં મી° મુરે બોલ મુક્યા અને તે હા કેહેતી ગઈ.

"વારૂ મરીયમ, એ પેસુ લવંગિયાનું ખરૂં નામ તેં ક્યારે જાણ્યું?"

"ઘણા મહીના પછી."

"ખૂન પછી કે ખુન અગાઉ?"

"ખુન પછીજ તો."

"ખૂનના દહાડા ઉપર દરરોજ તે તારે ઘેર આવતો હતો?"

"હાજી."

"ત્યારે ખૂનને દહાડે તારા ઘેરમાં તે એકલોજ હતો કે બાજબી કોઇ હતા?"

"બીજા ઘણા જણ હતા."

"કોણ કોણ?"

"દોલી હતો. વળી રામજી અને વીકાજી પણ હતો. મેં એટલાનેજ દીઠા હતા. બીજા લોક તો ખૂન પછી આવ્યા હતા."

"વીકાજી અને રામજી પણ તારી મનમોહન મુરતના માનીતા મીત્રો હતા કે?"

"મુદલ નહી. મુવા ભીખારીઓ ગમ જોઉંબી નહી."

"હવે તે દહાડે રાત્રે તારાં ઘેરની અંદર માહેલા ખણમાં કોણ હતા—દોલી કે પેસુ લવંગિયો?"

આ સવાલ ઉપર મરીયમ અચકવા લાગી. તે સમજી કે આ તો બધું પુછેછ અને જે નહી કેહેવું જોઇયે તે ઘણું કેહેવાઈ દેવાયું છે.

"શાક્ષી, જવાબ દે." માજીસ્ટ્રેટે તેને આનાકાની કરતી જોઈ તુર્ત ધાક દેખાડી.

"હું જવાબ તો દેવુંછ, પણ એ રીતે મને પુછતા પુછતા તમે ક્યાં લઈ જશો તે મને જણાતું નથી."

"સહુ સારૂંજ થશે. મરીયમ, ફીકર ના કર." વકીલે વળી તેને ધીરજ આપી. "હવે આપણે બરાબર ખૂનનીજ તપાસ ઉપર આવ્યા છીયે. જ્યારે ખૂન થયું ત્યારે ઘેરની અંદર કોણ દોલી હતો કે પેસુ હતો?"

મરીયમ હીરાબોગીની તરફ ફરી જોવા લાગી, તેવાજ તે શેઠ વચે બોલી ઉઠયા. "મરીયમ, ખરૂં કેહ. તેં કોરાનના કસમ લીધાછ. વાસતે ખૂનની વખતે ઘેરમાં મારો—મરો—દોલી હતો કે નહી તે ખરૂં કેહ."

"દોલી ઘેરમાં નહી હતો." મરીયમે લગાર હીમતથી જવાબ દીધો.

"ત્યારે ઘેરમાં કોણ હતું!"

"ઘેરમાં તો પેસુ મારી સાથે હતો."

"શું કરતો હતો?"

"અમે પાના રમતાં હતાં."

"ત્યારે દોલી ક્યાં હતો?"

"તે હું નથી જાણતી. તે દહાડે દોલી આવ્યો હતો ખરો, પણ મેં તેને પાછો વાળ્યો હતો. પેસુને તે ધિકારતો હતો, માટે મેં તેને ઘેરમાં દાખલજ કીધો નહી, તે બાહારના મેદાનમાં ફરવા કીધો હશે."

"તે એક બંદુક લઇને આવ્યો હતો, નહી વારૂ?"

"હા, મુવો ખુની! તેજ બંદુકે મારા બાપનું ખુન કીધું."

"જરા ઉભી રેહ. તું આગળ ના ચાલ. હું પુછું તેનોજ જવાબ દે, શુંદર જુવાન બાનુ." એકવાર ફરી મી૦ મૂર વકીલે મરીયમની તારીફ કરી તેને ખુશીમાં ઉતારી અને પછી પુછયું. "તારા મરહુમ બાપ એક અછા શીકારી હતા, નહી વારૂ?"

"અછા ગોળીબાજ, નિશાનબાજ હતા."

"અને ખુનને દહાડે તેવણની બંદુક ભાગી જવાથી તેવણે દોલીની બંદુક ઉછીની મંગાવી હતી?"

"હાજી."

"અને તેથી દોલી જ્યારે તુને મળવા આવ્યો ત્યારે પોતાની બંદુક તારા બાપને માટે લેતો આવ્યો હતો?"

"બરાબર. હવે મને બધું યાદ આવેછ. તે બંદુક દોલીએ લાવીને મનેજ આપી, પણ સંભાળવા કહ્યું કેમકે તેમાં ગોળી ભરેલી હતી."

"પછી? તે ગોળીથી તેજ તારા બાપને મારી નાખ્યો કે?"

"નહીં, નહી. મેં તો તે બંદુક સંભાલીને અનામત બારણાના ખુણામાં મુકી."

"બરાબર. હું તુને માનુંછ. તું ખરૂંજ કેહેછ, મરીયમ, કે તેં આ બંદુક દોલીના હાથમાંથી લઇ તારા બારણાના ખુણામાં મેળી અને દોલીને તે દહાડે તે ઘેરમાંથી પાછો વાળ્યો."

"હાજી."

"અને તેને એટલા માટે પાછો વાળ્યો કે તે વખતે ઘેરમાં પેસુ લવંગિયો આવેલો હતો."

"બારાબર—બરાબર. તમે એ બધું કેમ જાણોછ?"

"હું બધું જાણુંછ, કેમ તે હું પછી કહીશ. હવે હમૂણા તો પુછું તેનો જવાબ દે, મારી સુંદર મરીયમ." દોલીને પાછો વાળવા પછી તારા બાપે ઘેરમાં આવી પેસુની સાથે પાના રમતી તુને પકડી કે?"

"નહી. તેવણ એ વખતે આવ્યાજ નહી હતા."

"તેવણ આવ્યા હતા તો ખરા, મરીયમ, કેમકે તેવણનું ખુન થયું હતું. જો એ વખતે તેવણ આવ્યા નહી હોત તો તેવણનું ખુન કેમ થાત?"

"હા, તેવણ આવ્યા ત્યારેજ ખુન થયું."

"અને તેવણ આવ્યા તે ઠીક નહી હતું, કેમકે પેસુ તારી સાથ પાના રમતાં પકડાત તો તેવણને પસંદ પડત નહી."

"હાજી. તેવણને પેસુ ગમતો નહી હતો."

"વારૂ દોલીની બંદુક તેં બારણાના ખુણામાં મેલી તે પેસુએ જોઈ હતી કે?"

"નહી, મેંજ તેને ખબર આપી હતી."

"કાંએ? તારા બાપને તે મારી નાખે એટલા માટે?"

"નહી, નહી. પેસુ ઘણો રમતિયાલ હતો, તે ભરેલી બંદુક સાથ રમવા જતાં, વખત છે, કાંઈ ખરાબી થાય. વાસ્તે મેં તેને ચેતવણી આપી હતી કે બારણામાં બંદુક ભરેલી મુકીછે વાસ્તે તેની આસનાઈ કરે નહી."

"પછી તારા બાપ આવ્યા કે?"

"નહી. પાના રમીને અમે મારાં ઘેરની પછવાડે મેદાનમાં ફરવા ગયાં."

"પછી તારા બાપ આવ્યા કે?"

"નહી. ફરતાં ફરતાં પેસુને ઘેર જવાનો વખત થયો તેથી તે ઘેરમાં મારા ઓરડામાં ગયો."

"કેટલા વાગેલા હતા?"

"રાતના કલાક ૭ નો અમલ હતો."

"તું પેસુને તારાં બારણાંવેર મૂકવા ગઈ હશે."

"નહી. બાવાને આવવાનો વખત થયલો હતો, તેથી હું ઘેરમાં પછવાડે મેદાનમાંજ રહી અને પેસુ એકલોજ ઘેરની બાહેર જવા સારૂ આગલી ગમ ગયો."

"પછી તારા બાપ આવ્યા કે?"

"નહી. પછી તો મેં બંદુકનો અવાજ સાંભળ્યો."

"બંદુકનો ખબર સાંભલતાંજ તું બીધી અને દોડી ગઈ?"

"નહી. હું સમજી કે કેથે બાહાર બંદુક ફુટી હશે."

"પછી તારા બાપ આવ્યા કે?"

"નહી. પછી તો મેં તેવણને માર્યા ગયલા દીઠા તેજ."

"પછી? પછી? પેસુ ક્યાં હતો?"

"પેસુ પાછો આવેલો હતો, તે દુરથીજ મને સલામ કરી ચાલી ગયો."

"પાછો કાં આવ્યો?"

"પોતાનો ઓઢવાનો ડગલો ભુલી ગયલો તે લેવા આવ્યો હતો."

"ત્યારે તે તારે ઘેર ડગલો ઓઢીને આવતો હતો?"

"હા. રાતની સરદીને લીધે."

"પછી તારા બાપને તેં ક્યારે દીઠા?"

"ઘેરમાં ગડબડ થયલી સાંભળીને હું દોડી ગઈ. અને જોઉંછ તો તેવણ મારી નાએલા, લોહીના મોટા ખબોચિયામાં પડલા હતા."

"દોલી તે વખતે ક્યાં હતો?"

"મેં તેને દીઠોજ નહી."

"તે હતોજ નહી કે?"

"મુવો મારા બાપનું ખુન કરી નહાસી ગયો."

"કેમ જાણ્યું? તેં તેને ખુન કરતાં દીઠો?"

"નહી. પણ બીજું કોણ કરે?"

"પણ દોલીને તો તેં અગાઉથી પાછો વાલ્યો હતો?"

"હા. પણ તે ગયો નહી હતો. આસપાસ ભટકતો હતો."

"ગમે ત્યાં હોય, પણ તારા ઘેરમાં જ્યાં ખુન થયું ત્યાં તે હાજર નહી હતો, ત્યારે તેં કેમ જાણ્યું કે તેણે ખુન કીધું?"

"મને પેસુએ કહ્યું—મારી ખાતરી કીધી કે આ પાપ દોલીનું હતું."

---

## પ્રકરણ ૨૭ મું.

## પેસુને પકડયોછે કે જમસુને!

મરીયમના આ શબ્દો ઉપર સહુથી પેહલું જોસ પાહાલણજી હીરાભોગીના દિલમાં પેદા થયું. તેવણે જોઈ લીધું કે તેવણનો દીકરો દોલી તેવણ ધારતા હતા તેટલો તકસીરવાર જણાતો નથી.

હુસેનશાહની લાશ ઉપરની કોરોનરની જુરીએ દોલીને ગુનેહગાર ઠરાવેલો તેટલા ઉપરથીજ આ સંગદિલ બાપ પોતાના બેટાના ગુનાહનો ખ્યાલ લઈ દોડયા હતા.

દોલીના વાંકના શક મજબુત હતા. તે હુશેનશાહને ઘેર તેની મરજીની ઉપરાંત જતો હતો. પાહાલણજી શેઠે પોતે હુશેનશાહને માથે પોતાના ઘેરમાં દોલીને દાખલ કરવા માટે તોરા મુકેલો, જેથી તે મરનારે દોલીને મારવાનો દમ ભરાવેલો હતો. ખુન દોલીની પોતાની બંદુકથી થયું હતું અને તે વખતે એ જુવાન ઘેરની નજદીકમાં ભટકતો હતો તથા પછી નહાસી ગયો હતો. મરીયમે જુરી આગલ શાક્ષીમાં દોલી ઉપર સઘળો શક બતાવ્યો હતો અને તેના ઉપલાં કારણો કહ્યાં હતાં. એ સઘળાંથી જુરીએ તેને માથે ખુનનો ગુનાહ લાગુ પાડયો હતો. અને તેટલાજ માટે તેના પિતા

પાહાલણજીએ પણ પોતાના બચ્ચાં ઉપર બદગુમાન રાખ્યું હતું.

પણ આજે તેવણ શું સાંભળેછે? મરીયમની શાક્ષીથી તેવણનો એ શક ગણો દાદરો થયોછે. તેવણે પોતાને કાનેકાન જે હેવાલ સાંભળ્યોછે તે ઉપરથી આટલું તો ઠરી ચુક્યું કે હુસેનશાહનું ખુન દોલીને હાથે થયલું હોયજ નહી. એ ખુન કોણે કીધું તે જુદી વાત છે. "જમશેદજી શેઠે" કીધું હોય કે નહી કીધું હોય. પણ દોલીએ કીધું નથીજ એમ માનવાનાં કારણો વધતાં જાયછે.

હજી બીજો ભેદ ખોલવાનો રહ્યોછે. માટે હવે પાહાલણજી હીરાભોગી ઘણી ઈંતેજારીથી, ધ્રુજતી છાતીથી, મરીયમની મુખજુબાની સાંભળવા લાગ્યા.

"હવે હું એમ પુછુંછું, મરીયમ," વકીલે તપાસ આગળ ચલાવી "કે ખુન તો દોલીએ કીધું એમ તું કેહેછે?"

"હા, દોલીએજ."

"તું તારી ખાતરીથી કેહેછે? તેં નજરે દીઠું તો નથી."

"દીઠું નહી. પણ મને પેસુ લવંગિયાએ તેજ વખતે કહ્યું કે દોલીએ તારા બાપનું ખુન કીધું."

"દોલી તે વખતે હાજર નહી હતો અને પેસુ હાજર હતો, તે છતાં પેસુ બોલ્યો કે એ દોલીનું કામ છે?"

"તેણે મારી ખાતરી કીધી. એ વાત કાંઇ આજે પેસુને બચાવવા હું નવી તો નથી કેહતી? તેજ વખતે પેસુએ મારી ખાતરી કીધી."

"અને પેસુએ તારી ખાતરી કીધી તેટલા ઉપરથીજ તું દોલી સામે શાક્ષી પુરેછે, ખરૂં કેની, મરીયમ?"

"હા, ખરૂં."

"વારૂં પેસુએ તારી ક્યાં અને ક્યારે ખાતરી કીધી? ખુનનીજ વખતે કે?"

"નહી. તે વખતે તો પેસુ ભુલી ગયલો ડગલો પાછો લેવા આવ્યો અને મને દૂરથી સલામ કરીને પાછો ગયો."

"ત્યારે વળી ક્યારે?"

"તેજ રાત્રે મને આ ખબર કેહવા પેસુ મોડેથી પાછો આવ્યો ત્યારે મને એ ખબર કહી. કેવો સારો માણસ!"

"ઘણોજ, ઘણોજ સારો માણસ!" વકીલે ટકોરમાં ને ટકોરમાં મરીયમ પાસથી સાચું નીચોવી કાહાડવાનું ચાલુ રાખ્યું. "માણસ સારો ખરો કે તારા બાપનું ખુન થયલું જાણી તે રાત્રે તુને દીલાસો દેવા પેસુ પાછો આવ્યો અને ત્યાં તુને ખબર કીધી કે આ ખુન દોલીને હાથે થયું હતું. એમજ કે?"

"બરાબર એમજ."

"વારૂં પેસુએ કહ્યું હશેની કે તેણે દોલીને ખુન કરતાં નજરેનજર દીઠો?"

"નહી. જ્યારે તે ભુલી ગયલો ડગલો પાછો લેવા આવ્યો ત્યારે તેણે ઘેરમાં કાંઇ માટે સાદ કજીયો થતો સાંભળ્યા, તેમાં એક તો મારા બાપનો અવાજ હતો અને બીજો અવાજ દોલીનો હતો."

"તે ઉપરથી પેસુએ ધારણ કરી તુંને કહ્યું કે દોલી અને તારા બાપ બેહુ તે વખતે ઘેરમાં હતા?"

"હા સાહેબ."

"અને તેટલા માટે દોલીએજ ખુન કરવું જોઇયે?"

"હા. બીજું કોણ કરે?"

"પણ ત્યારે તો દોલીને નહી તેં નજરે દીઠો હતો કે નહી પેસુએ?"

"મેં દીઠો નહી ને પેસુએ તેનો સાદ સાંભળ્યો તે બધુંજ સરખું."

"એ વાત પેસુએ તુને રાત્રે કહી? કેટલા વાગેલા હતા?"

"આસરે નવ કલાકે."

"તે ત્યારે ઘેરની અંદર પાછો આવ્યો કે?"

"નહી. ઘેરથી દૂર મેદાનમાં ઉભો રહી તેણે મને તેડાવી."

"કોણ તેડવા આવ્યું?"

"પડોસના ઝુપડાંમાં કાદર નામનો છોકરો રેહતો હતો તે મને તેડવા આવ્યો."

"તેણે શું કહ્યું?"

"તે બોલ્યો કે કોઈ ઉંચો જેવો પારસી મોટો ઝભો ઓઢીને આવ્યોછે, તે તમોને બોલાવેછે, અને તમોને બોલાવી લાવવા તેણે મને રૂ ૦ ૧ આપ્યોછે."

"આ છોકરા કાદર સાથ તું ગઈ કે?"

"હા. હું જઇને પેસુને મળી અને તે છોકરો પોતાને ઘેર ગયો."

"તે મુલાકાતમાં પેસુએ દોલીની સામે તારા બાપના ખુનનો તુને પત્તો આપ્યો? અને તેં કેમ જાણ્યું કે તેજ ખરી વાત હતી?"

"કેમકે મારી ખાતરી હતી કે એ દોલીનુંજ કામ હતું. બીજા કોણનું કામ હોય? ઘણી શરમની વાત છે કે હવે પેસુને એ ખુન સારૂ ગળે પડોછો."

આ બોલ ઉપર મરીયમ વધારે પકડાઇ આવી અને વકીલે તેનો તુર્તજ લાભ લીધો.

"શું બોલી, મરીયમ? અમે પેસુને ગળે પડીયે છીયે? ક્યારે? કોણે કહ્યું? અમે કાંઈ પેસુને પકડયો નથી, પણ આ 'જમશેદજી શેઠ' ઉપર તોહમત મુક્યુંછે."

મરીયમ ઘભરાટમાં પડી કે શું જવાબ દેવો?

"મરીયમ, તારા મનમાં એમ છે કે અમે બંધવા જમશેદજીને પકડયો તે પેસુનેજ પકડયોછે?"

મરીયમ ગુચવાઈ ગઈ. તે ચુપ થઇ ઉભી.

"વારૂ, ફરીને જો, મરીયમ, કે આ બંધવો જમશેદજી શેઠજ તારો આગલો પેસુ છે કે નહી?"

મરીયમ ફરવા તથા બંધવાને જોવા ઘણીજ આનાકાની કરતી હતી. પણ માજીસ્ત્રેટે ધમકાવી "કેમરે શાક્ષી! તુંને કહ્યું તે સાંભળતી નથી? જોઇને કેહ કે આ બંધવો તેજ શું પેસુ લવંગીયો નથી?"

"હા. એજ." મરીયમે અંતે જોઈને જવાબ દીધો. પણ પોતાની તરફથી વધાર્યું "પેસુ તે એજ, પણ તેથી કાંઈ એ ખુની ઠરતો નથી."

"નહી. એટલાંથીજ નથી ઠરતો." વકીલ વળી શાક્ષીને એકમત થયો. "પણ હવે આપણે આગળ ચાલીયે. મરીયમ, તારા બાપના ખુન પછી તું અહીંથી જતી રહી હતી?"

"હું કાંઇ નહાસી ગઇ નહી હતી. હુ તો મુંબઈમાં રહેલી હતી."

"મુંબઇમાં બંધવા સાથેજ રહેલી હતી?"

મરીયમ ફગલાઇને ફીકી પડી ગઈ. આગલા શાક્ષી ભીમજીએ જુબાની આપી હતી કે હુશેનશાહના ખુન પછી બેએક વર્ષે તેણે બંધવાને મુંબઇમાં દીઠો હતો, તે ઉપરથી વકીલે આ માત્ર એક તર્ક બાંધી હતી પણ તે તર્ક આબાદ ખરી પડી.

"મરીયમ, આનાકાની ના કર. ખરૂં બોલ કે ખુન પછી તું મુંબઇમાં બંધવાની સાથે રહેલી હતી કે નહી?"

"કોણ મુવાં કેહછ કે હું તેની સાથે રહી હતી?"

"હું કહુંછ." વકીલ ઝડપથી બોલ્યો. "ચાલ હવે ઉડાવ ના. નામુકેર જવામાં ફાયદો નથી. તું જમશેદજી શેઠ સાથ રહી હોય તો શરમાતી ના. એમાં શું છે? આપણા જુનાં દોસતોને આપણ ઘણીવાર મળીયે છીયે."

"આવુંબી ગળે પડવાનું? એમ તો તમે પુછશો કે મુંબઈ પછી ક્યાં ગઈ?"

"કામ પડશે તો તેબી પુછીશું."

બિચ્યારા પાહલણજી હીરામોગી તો અત્યાર વેર એવું સમજતા હતા કે તેવણનો દીકરો દોલી ખુન કરીને નહાસી જવા પછી મરીયમ તેની સાથેજ રહેલી હતી. તેવણે આ ખબરથી વળી પોતાને ખોટા પડેલા જોયા અને તેથી પોતાના નિર્દોશ દીકરાને સત્તાવવા સારૂ તેવણને ધ્રુજરાં છુટયાં. તેવણ આ તપાસને દરમેઆન વચ્ચે બોલી ઉઠયા.

"હે ઓરત, સાચું બોલ! દોલી નહાસી જવા પછી તું પણ નહાસી ગઈ હતી, વાસતે કેહે કે તું દોલી સાથ કે બંધવા સાથ ગઈ હતી?"

"દોલી સાથ? મુવા ખુની સાથ હું જાવું બી?"

વકીલે જોયું કે મરીયમને ગભરાવાની આ વળી એક નવી ચાવી હાથ લાગી. તેણે પુછયું કે "મરીયમ, મારી ખાતરી થા-

યછ કે તારા બાપના ખૂનમાં તારો પોતાનો હાથ હતો."

"શું? શું? એ ઓદા!" મરીયમ પોકારવા લાગી.

"તું કેહેછ કે દોલી ખરો ખુની હતો."

"હા. હું કહુંછું."

"અને તોપણ તું કેહેછ કે ખૂન પછી તું આ બંધવા સાથ નહી રહી હતી?"

"હા—નહી." મરીયમનો ધચુપચુ જવાબ હતો.

"અગરજો બંધવા સાથ નહી રહી હોય તો દોલી સાથ રહેલી હતી. ગામનાં લોક એમજ બોલતાં હતાં કે તું ખુની દોલી સાથ નહાસી ગઈ હતી. આ બંધવો જેને તું નિર્દોશ કેહેછ તેની સાથ રેહવાનું તું ના પાડેછ ત્યારે તો દોલી જે તારા પોતાનાજ કેહેવા મુજબ ખુની હતો તે ખરા ખુની સાથ તું રહી એમ ઠરેછે."

"મુવા તે પાપી સાથ, ખૂનના તે અપરાધી સાથ, હું નથી રહેલી. મુવાં ગામનાં લોકો મને નાહક બદનામ કરેછ. હું મારા બાપના ખુની સાથ કેમ રહું?"

"ત્યારે કોણ સાથ રહી હતી? આ નિર્દોશ બંધવા સાથ? તારા દોસ્ત અને રફીક સાથ કેની?"

મરીયમ વળી પાછી વિચારમાં ઉભી.

"મરીયમ, ખરૂં કેહવાને તું બીહ ના." વકીલે સમજુતી ચાલુ રાખી. "જ્યારે તું એમ જાણેછ કે આ બંધવો ખૂનના વાંકથી નીર્દોશ છે ત્યારે તેની સાથ રેહવાનું કબૂલ કરવાને તું શરમાયછ શા વાસતે?"

"હું એની સાથ એના ઘેરમાં રહેલી નહી હતી."

"ત્યારે? તું જુદી રહેલી હતી?"

"હા." મરીયમ ઘણું હલુસે બોલી.

"અને બંધવો ત્યાંબી દરરોજ તુને મળવા આવતો હતો?"

"હા." મરીયમ વધારે હલુવે બોલી.

"એમ ત્રણેક વર્ષ તું રહી હશે વારૂ?"

"એટલાંબધાં નહી."

"ત્યારે કેટલાં? બે વર્ષ? હડી વર્ષ?"

"હા. એટલાંજ."

"વારૂ, તે વખતે એનું જમસેદજી નામ તું જાણતી હતી?"

"મુંબઇમાં એને બધા જમસુ કેહેતા હતા."

"ત્યારે એણે પેસુનું ખોટું નામ ધારણ કરવાનું કારણ તેં પુછયું હતુંની?"

"હા, પુછયું હતું. એણે ખોલાસો કીધો કે એક શોખ, એક ફાંટાને વાસતે આ નામ રાખ્યું હતું. પુણામાં એ મારે ત્યાં આવતો ત્યાં પોતાનાં ખરાં નામથી ઓળખાવા ચાહતો નહી હતો. પણ તેથી શું એ ખૂની ઠર્યો કે?"

"તેથી તો નહીજ." વકીલે જવાબ દીધો "અને હવે, મરીયમ, તું જા. તારી શાક્ષી પુરી થઈ."

મરીયમ પાધરીજ પોલીસ કોર્ટ છોડી જવા કરતી હતી. પણ સિપાઇઓએ તેને અટકાવી. તેને જવા દેવાનો હુકમ નહી હતો. આ શાક્ષીનું તો હજી ઘણું કામ હતું.

---

## પ્રકરણ ૨૮ મું.

## પાપના નવા પુરાવા.

બંધવો 'જમસદજી શેઠ' તે આગલો પેસુ લવંગિયો હતો એ વિષે માજીસ્ટ્રેટની ખાતરી કરવાને હજી વધારે પુરાવો શો જોઇયે? પણ મી૦ મૂર વકીલ કાંઈ પુરાવો અધુરો રાખવા ચાહ્યો નહી હતો.

ભીમજીએ શાક્ષી આપી હતી કે તેણે પેસુ લવંગિયાને મુંબઇમાં દીઠો હતો, પણ ત્યાં મરીયમ પણ તેની સાથે હતી એમ ભીમજીએ કહ્યું નહી હતું. માટે વકીલ એ વાત નકી કરવા માગી. વાંચનાર

અટકળો કરશે કે મરીયમની આબરૂની ખાતર, એ વાત, જેને ખૂન સાથ લગતું વલગતું નથી, તે જાહેર નહી કરવી એમ ભીમજીએ મરીયમને ધીરજ આપી હતી અને તેથી તે એ વાત બોલ્યો નહી હતો. પણ ખૂન પછી બંધવો મુંબઇમાં હતો અને મરીયમ પુણે નહી હતી એમ એ શાક્ષીએ જે કાંઈ કહ્યું તેટલા ઉપરથી વકીલે માત્ર અટકલ બાંધી કે મરીયમ મુંબઇમાં બંધવાની સાથેજ હોવી જોઇએ, અને તે ઉપરથી મરીયમને એ વાત પુછી અને કબુલાવી હતી. હવે વળી એ વાત ભીમજીને પાછો બોલાવીને પુછવી જોઈ.

ભીમજી અચરત થયો કે "એ વાત મેં કહી નથી તોપણ વકીલે કેમ જાણી?" શાક્ષી તુર્ત સમજ્યો કે આ વાત મરીયમ પોતાની મુખજુબાનીમાં કહી ગઇછે, એટલે હવે એ વાત છુપાવવા જોગ રહી નથી એમ સમજી ભીમજીએ પણ કબુલ કીધું કે જ્યારે બંધવાને મુંબઇમાં ફરીથીનો દીઠો ત્યારે મરીયમ પણ ત્યાંજ તેની સાથે હતી.

"તે વખત જ્યારે મરીયમ ખુની દોલી સાથ જતી રહેલી ધારવામાં આવતી હતી, ત્યારે તમે કહોછ કે તે તો મુંબઇમાં બંધવા સાથ રહેલી હતી?"

"હા સાહેબ, પણ બંધવાએ તેને રેહવાની જુદી જગ્યા ભાડે અપાવેલી હતી. બંધવો ત્યાં આવતો એ વાતની મને ખબર નહી હતી. એક દહાડે અચબુચ એતવાડીના રસતા ઉપરથી પસાર થતાં મેં એને એક નાના બંગલાની બારીએ બેઠેલી જોઈ. એણેજ મને એક જુના મિત્ર દાખલ ઓળખીને બંગલાની અંદર બોલાવ્યો. હું કલાક અડધો સુધી વાતે બેઠો તેટલાં અંધારૂં થયું અને મરીયમ બોલી કે મારો પીતરાઈ મળવા આવવાનો છે. તે ઉપરથી હું ઉઠીને બાહેર આવ્યો; ત્યાં જોઉછ તો બંધવો પોતેજ મુસલમાનના પોશાકમાં આવી લાગ્યો. તે એક બગીમાં બેશી આવ્યો. હું પેહલાં તો તેને મુસલમાનજ સમજ્યો. પણ પછી તાબડતોબ મેં એને ઓળખ્યો."

"તમે કહોછ કે તે વખતે રાત હતી અને અંધારૂં થયલું હતું?"

"પણ જ્યાં બંધવો બંગીમાંથી ઉતર્યો ત્યાં એક ગ્યાસલાઇટનું ફાનુસ હતું માટે બંધવાનો ચેહરો મેં પરેપુરો પિછાણ્યો. એટલુંજ નહી પણ બંધવાને મેં એના અવાજથીબી પિછાણ્યો."

"અવાજ કેમ થયો?"

"બગીવાલાએ બગી ભાડાં વિષે કાંઈ રીકજીક કીધી, તે રીકજીકમાં મેં બંધવાને તેના સાદપરથી તુર્ત પીછાણ્યો. હું કશું બોલ્યો નહી પણ ગુપચુપ ચાલી ગયો."

એ ઉપરાંત વકીલે વધુ શાક્ષી રજુ કીધા.

બંધવાના મરનાર મામા મેહેલાશાહ શેઠના વડા કોચમેને શાક્ષી આપી કે હુશેશાહનુ ખૂન થયું તે હિગામ ઉપર બંધવો દરરોજ સાંજે શેઠના તબેલામાંથી સરસમાં સરસ ઘોડો લઈ ઇશકી પોશાક અને કસબી ટોપી સાથ ખડકીના રસતા ઉપર સવારીએ જતો હતો અને ત્રણ ચાર કલાક પછી ફીણફીણ કરેલા ઘોડા સાથ પાછો ફરતો હતો. શાક્ષીને છુપી ખબર હતી કે બંધવો ખડકીના રસતા ઉપરથી લાંબો કાવો લઇને હુશેનશાહને ઘેર જતો હતો. તે વખતે શાક્ષી બંધવાને જમશેદજીના નામથીજ ઓળખતો હતો, પેસુ લવંગિયા નામની તેને ખબર નહી હતી. તે વખત ઉપર બંધવો લાગટાગ એક મહીનો સુધી રહ્યો હતો, પણ હુશેનશાહનું ખૂન થયા પછી બીજેજ દહાડે સવારના શેઠ તબેલામાં ઘોડાઓ આગળ હતા, તેટલાંમાં એકાએક બંધવો મુંબઈ જવા સારૂ મેહલાશાહ શેઠની રજા લેવાને તબેલામાં આવ્યો હતો. તેના મામાએ આમ અચબુચ જવા સારૂ તેને ઘણો વાર્યો કેમકે ત્રીજે દહાડે તેવણના ઘેરમાં મોટી તીર્થ હતી, પણ અગત્યના કા-

મનું બહાનું કહાડી બંધવાએ રેહવાને હુજતથી ના પાડી અને તે ગાડી ઉપર ચહડી બેઠો. એ સઘલો વખત બંધવો પોતાના મામાના મોહડા આગળ ઘણો ગભરાયલો અને ફગલાયલો હતો. આગગાડીનાં ભાડાં જેટલાબી તેની પાસેં પૈસા. નહી હતા. તે તેણે શેઠ પાસે માગ્યા. શેઠે તેને પુછયું કે "ગઈ કાલેજ તુંને મેં રૂ. ૫૦) ની નોટ આપી, તે કયાં નાખી?" બંધવાએ તે નોટ ખોહવાઈ જવાનું બાંહનું કાહડયું પણ મેહલાશાહ શેઠે તેને ઘણોજ ઠપકો આપ્યો કે તે નોટ તેણે કાંઈ ખરાબબાજીમાં ખોહી. અંતે શેઠે વધુ નાણું આપ્યું અને તે મુંબઇ જતો રહ્યો. તબેલામાં શેઠ સાથ બંધવાને આ વાત ચાલતી હતી તેટલાંમાંજ શેઠના કારભારીએ આવી હુસેનશાહના ખુનની ખબર કહી કે હીરાભાગીનો દોલી ખુન કરી નહાસી ગયો છે. શેઠે એ વાત માનવાને ના પાડી, પણ બંધવોબી પુછયા વગર કેહવા લાગ્યો કે એ દોલીનું કામ છે. એ વખતે બંધવાનો ચેહરો તદન ફીકો પડી ગયલો હતો, અને શાક્ષી એવું સમજ્યો કે બંધવો હુશેનશાહને ત્યાં જતો આવતો હતો વાસતે લાજનો મારયો ફીકો પડયોછે.

છેલો શાક્ષી બાલાજી વિશ્વનાથ, શેઠ લવજી લીમલાહેર વકીલનો વડો કલાર્ક હતો. તેની જુબાની એટલી બધી અગત્યની થઈ પડી કે બંધવાની તકશીરને માટે બીજું કાંઈ બાકી રહ્યુંજ નહી. તે સોગંદ ઉપર બોલ્યો કે "પરમ દીને રાત્રે, શરતમાં જમસેદજી શેઠ પોતાનો ઘોડો હાર્યા પછી તેજ રાત્રે આસરે કલાક ૮ ને સુમારે હું સાસુન હાસપીટલના રસતા ઉપરથી મારે ઘેર આવતો હતો, તેટલામાં હાસપીટલની સામેના ખેત્રમાંથી મને કાંઇ ગડબડ સંભળાઈ. તે ગડબડ બંધવા જમસેદજી શેઠ અને બંધવા રામજી વચે હતી. રાત ચંદની હતી. મેં પેહલાં બંધવાઓને સાદ ઉપરથી પિછાણ્યા જે ઉપરથી હું ઝાડોના ઓથામાં છુપાતો પાસે ગયો અને ત્યાં માત્ર પંદર કદમને છેટે સંતાઇ ઉભો, જેથી આ બેહુ બંધવાઓને મેં ચંદની વચે નજરેનજર દીઠા અને ઓળખ્યા તથા તેઓની વાતનો બોલબોલ મેં સાંભળ્યો."

"તમે એ પ્રમાણે બંધવાઓની પુઠે જવાનું કારણ શું?" માજીસ્ત્રેટ પુછયું.

"દોલી નિર્દોશ છે અને ખરો ખુની આ બંધવો છે એવો શક લાવવાંનાં કારણો આજ લાંબી મુદતથી મને મળ્યાં હતાં અને તેથી હું બેહુ બંધવાઓની તજવીજમાં હતો." શાક્ષીએ પોતાનો બચાવ કીધો. "આ મારો શક પરમ દહાડે શરતમાં ખરો પડયો તે એમ કે ભીમજી ભમરડો અને બંધવો રામજી લાંબી મુદતે તેજ દહાડે પેહલ વેહલા મળ્યા પછી તેઓ બંનેએ 'જમશેદજી શેઠ' ને આગલા 'ચાન' અને 'નગીના' દાખલ પિછાણ્યા. મેં વધારે તજવીજ ચલાવી ત્યારે રામજીએ મને ઉડાવ્યો, પણ ભીમજીએ મને હરસેથી બાર વર્ષ ઉપરની છુપી વાત કહી કે જ્યારે તે 'જમશેદજી શેઠ' ને પેસુ લવંગિયાના નામથી માત્ર ઓલખતો હતો અને તેનું ખરૂં નામ તો એજ દહાડે તેણે જાણ્યું. 'પેસુ લવંગિયા'નું નામ ખુનના સંબંધમાં મેં આગળ સાંભળેલું હતું, માટે હું ચોંકયો અને તેથીજ તે દહાડે રાત્રે આ બે બંધવાઓને એકાંત ખેત્રમાં અકસમાત સાથે વઢવાઢ કરતાં જોઈ હું ત્યાં છુપો ગયો."

"તમે ત્યાં શું દીઠું અને સાંભાળ્યું?"

"રામજીએ જમશેદજી શેઠ ઉપર બેદરકારીનો વાંક મુકયો. તે બોલ્યો કે 'તમે મોટા જમશેદજી શેઠ થયાછો તેથી આપણી આગળી ઓળખ ભુલી ગયાછો અને મારા તરફ અખાડા કરોછો.' બંધવાએ કહ્યું કે 'હું તુંને ભુલી જવા માગુંછ અને તું હવે મને ભુલી જાય તો સારૂં.' એ ઉપરથી બંધવા રામજીએ મીજાજ ખોહી દીધો. તે બોલ્યો કે 'જમસુ, હુશેનશાહના ખુનની વખતે તું મને ભુલી જવા માંગતો નહી

હતો, પણ યાદ રાખતો હતો. તુંને યાદ છે કે તે વખતે મેં તુંને ફાંસીના લાકડાં ઉપરથી બચાવી લીધો? કારોનરની જુરી આગળ અગરજો હું એકજ બોલ વધુ બોલ્યો હોત તો દોલીને ઠેકાણે તું ગયો હોત.'— 'ચંડાલ, ચંડાલ!' બંધવો જમશેદજી બોલ્યો 'મારી સાથ તુંબી ફાંસી જાત, વાસતે તેં આમખા પોતાને ખાતર મને બચાવ્યો. અને તે છતાં મેં તુંને લાંચ આપી તે બસ નથી. શું તું મારી પાસે વધુ ઓકાવવા માંગેછ?' આ સવાલના જવાબમાં બંધવા રામજીએ તુર્ત ફરિયાદ ઉઠાવી કે 'તેં મને આપી આપીને શું આપ્યું? ખુનની રાત્રે માત્ર પચાસ રૂપરડીની એક નોટજ? ત્યાર પછીની તારી કબુલાતો કયાં છે? આ નજીવી નોટના દુચાથી તું શું મારૂં મોહડું જુગના જુગ દાબવા માગેછ? બાર વર્ષ તો થયાં ને હજીવેર હું કેમ ઢીલ ખાચું? બાર વર્ષ થયાં હું રીબ્યા કરૂંછ. બિચારા દોલીની હવે તો મને દયા લાગેછ.' આ બોલ ઉપરથી તુર્તજ બંધવા જમશેદજીએ રામજીને વાર્યો તથા પટાવ્યો કે 'રામજી, મારા ઉપર દયા કર, મારો વખત પડતો આવ્યોછ, શરત હાર્યાથી હું બમણો ખુહાર થયોછ. વાસતે મેહરબાની કરી હાલ તો આ દસ રૂપીયા લે અને તારૂં મોહડુ બંધ રાખ.' રામજી રૂ ૧૦) ની નોટ લઈ છુટો પડયો અને હું પણ છુપ્યો ચાલી ગયો."

"બાલાજી, આ વાતમાં કાંઈ ખોટારૂં તો નથી?" માજીસ્ત્રેટે પુછયું.

"સાહેબ, હું કસમ ઉપર ખરૂં કહુંછ." બાલાજી બોલ્યો. "આ હેવાલ હું સવારના પોહરમાં મારા શેઠ મા૦ લવજીને કેહેવા ગયો. પણ તેવણે સાંભળવા ના પાડી, અને મને મી૦ મુર વકીલને ત્યાં મોકલ્યો, જેવણને મેં સઘલી બીના જાહેર કીધી."

આ પુરાવાથી બંધવાના પાપનો પૂરો ઘડો ફુટયો. તે અત્યાર વેર આ કુમક ઉપર કુદતો હતો કે મારૂં છુપું નામ અને મરીયમ સાથનો સંબંધ સાબેત થશે, પણ ખુન કેમ સાબેત થશે? બાળાજીની શાક્ષીએ એ લુછાના બાર વજાડી મેલ્યા. તે બરડે પસીનો પસીનો થઇ ગયો. તેણે નીચેથી ઉચું જોયું નહી.

છાકટા રામજીના તો જામીનજ કયાંથી હોય? પણ "જમશેદજી શેઠ" ના વકીલે તેવણના જામીન લેવડાવા માગ્યા. માજીસ્ત્રેટે ધિકાર સાથ તે અરજ ના પાડી અને બાહેર ભેગાં મળેલાં લોકોની ચીચીયારી, તાલી તથા હુરીઓની ફજીએતી વચે આ બેહુ બંધવાઓને બેડી ઘાલીને પુણાની સીટી જેલમાં ચાંચરા મારવા મોકલ્યા.

---

## પ્રકરણ ૨૯ મું.

## ભાગેલું અતરદાન.

માજીસ્ત્રેટ આગલની ખાનગી તપાસમાં "જમશેદજી શેઠ" ઉપર હુશેનશાહના ખુનના શાક્ષીઓ રજુ થવા પછી તેની વધારે ખોલ્લી, જાહેર, ધારા પ્રમાણેની તપાસમાં બીજો એક દિવસ રોકાયો. "જમશેદજી શેઠ" ઉપર ખુનનો કેસ મજબુત ઠર્યો અને લોકોના એક અકાબર, પ્રજાના એક આગેવાન, લોકલ કમિટીના એક ઉમેવાર, મ્યુનિસિપાલિટીના એક કમિશનર અને શેહેરના એક સુલેહના અમલદારનું નામ માજીસ્ત્રેટે અપરાધીઓની શેશનને માટે નોંધ્યું.

ગામમાં એ એક ગભરાટનો દિવસ હતો. પાપનો ઘડો બાર વર્ષે ફુટયો. "પાપ બોલે નહી પણ બોળે" એ વાત ખરી પડી. જે એક જણના પાપનો ભાર ધરતીથી નહી જીલાય એવો હતો તે પાપી પોતાના પસતાવાએ પોંહોંચ્યો હતો. એવા પાપી તો ઘણા હોયછે પણ આ પાપીની પદ્ધિ, તેનો

દરજ્જો, તેને મળેલું માન, તેની કેહવાતી દોલત સર્વેનો ભરમ ફુટી જવાથી ગભરાટ અને હોહા વધારે ચાલી હતી.

ગામમાં એ ગભરાટનો દિવસ હતો, પણ ચોકસ ઘરોમાં એ ખુશાલીનો દિવસ હતો. "જમશેદજી શેઠે" જેઓનાં ઘેર માર્યાં, જેઓનાં ધાન ભાંગ્યાં, જેઓને સતાવ્યા, જેઓની આબરૂ લીધી, જેઓનું સુખ લુટયું, જેઓની સુલેહ તોડી તેઓનાં ઘરમાં તો આજનો દિવસ ખુશાલીનો હતો.

લવજી પોતાના દુશમનનું બુરૂં ઇછતો નહી હતો, તેથી દુશમનની ખરાબીમાં તે ખુશી નહી હતો. પણ લવજીના એ ગુણ તો ફરેશતા સમાન હતા. સઘલાં માણસોમાં એવા ગુણ હોતા નથી. દુશમનની ખરાબી સારૂ લવજી પોતે ખુશી નહી હતો, પણ પોતાની આસપાસનાં બીજાંઓની ખુશી તે અટકાવી શકતો નહી હતો. તેના ઘેરમાં આજે ખુશાલી હતી. તેની બાયડી આજે મઝ હતી. તેના સસરાના ઘેરમાં વળી આજે ખારા ખુશાલી હતી, તે કેમ છુપાય?

શીરીનનો હર્ષ તેની છાતીમાં સમાયો જતો નહી હતો, કેમકે તેના વ્હાલા ભાઈનો છુટકારો જે તેની જીંદગીની ઉમેદ હતી તેનો વખત નજદીક આવ્યો હતો. દોલીના છુટકારાની સાથે દુશમનની ખરાબી શીરીનની ખુશાલીનું ઓછું કારણ નહી હતું.

શીરીને આજની ખુશાલીમાં પોતાના ઘેર મધે એક નાનું જેવું ખાનું આપ્યું હતું. હમાયજીને જમવા તેડયાં હતાં, તેમજ પોતાનાં માબાપ હીરાભોગી અને હીરાંબાઇ બંનેને પણ શીરીને આજની રાત પોતાના ઘેરમાંજ જમવા બોલાવ્યાં હતાં. જે ચરચા ભરેલા બનાવો આજ ત્રણ દહાડા થયા આખાં પુણા શેહેરને ઉસકેરી રહ્યાછે તે બનાવો વિષે શીરીનના, હમાયજીના અને બીજા સર્વેના હોઠ વાત વાતથી હીલી રહ્યા હતા અને રાતના જમ્યા અગાઉ તે વાત પુરી થવાની નહી હતી.

બુચી-જરીનો આજે જરા વાંક થયો હતો. તે પોતાની મતરાઈ માની સામે બોલી હતી. તે ઉપરથી પાછલા પ્રહરે શીરીને તેને પોતાની આગળથી કહાડી મેળી તેના શિખવાના ઓરડામાં તેની શિક્ષક 'મેડમ બુશોં' ના સવાધીનમાં નજર કેદ રખાવી હતી અને આજના જમનમાં તેને ગેરહાજર રાખવા સજાનો સેનટેન્સ માર્યો હતો.

આ શિક્ષાથી 'મેડમ બુશોં' નો જીવ બલી ગયો હતો. બુચી-જરી આખરે એનુંજ બચ્ચું કેની? તેની નાફરમાનીને માટે શિક્ષા કરવાનો કોણનો હક? સગી માનો કે મતરાઇનો? સગી મા હાજર છતાં સાવકી મા આમ શિક્ષા કરે અને તબા સગી માની મારફતેજ શીક્ષા કરે એ આ સગી માથી કેમ દેખી ખમાય? પણ બીજો ઉપાય શો? કોણ જાણેછે કે 'મેડમ બુશોં' આ બચ્ચાંની મા છે? તે આ ઘરમાં આવીછે ત્યારથી મુંજાઇનેજ રહીછે અને આ જેખા તેણે મનમાં મુજાવાનુંજ છે.

પણ આજની ખુશાલીને દહાડે બુચી-જરીને આ શિક્ષાને માટે ઘણો પસતાવો થયો. તે 'મેડમ બુશોં' આગળ ઘણું રડીને કાલાવાલા કરવા લાગી. "જુવો મેડમ માય,"—તે બચુંને માજ કેહતી હતી—"મારી સજા ઓછી કરાવો. શીરીન માયને સમજાવો." તે કરગરીને કેહવા લાગી, અને 'મેડમ બુશોં' પોતાના આ બાળક કેદીની સાવકી માનો સેનટેન્સ ઓછો કરાવવાના કારણસર સાંજની વખતે શીરીનના ઓરડામાં ગઇ.

સાંજના ૬॥ કલાક થયલા હતા. રાતના ૭ વાગતે મેહમાનો જમવાના હતા. માટે શીરીન પોતાના ઓરડામાં ઉતાવળેથી બાલ હોરવા તથા કપડાં બદલવામાં મશગુલ હતી, તેવામાં બચું પોતાની દીકરીની અરજ લઈ આવી.

"મેડમ, તમે ઘણાં દયાલુ છો, પણ એ તમારૂં દયાલુપણું બચ્ચાંને બિગાડશે. તમે બચ્ચાંને લાડ લડાવો તેથી તે વીખરી

જશે. બુચી-જરીએ વાંક કીધોછ ને બચ્ચાં વાંક કરે ત્યારે તેમને સજા ઘટેછ."

"પણ તે ઘણી રડેછ, ને તેને કલ બાઇને રડતી દેખીને મને ઘણું લાગી આવેછ, બાઈ સાહેબ." બચ્ચુંએ અરજ ગુજારી. "બુચી પસતાવો કરેછ, માફ માગેછ અને ફરીથી આડાઈ નહી કરવાની કબુલાત આપેછ.".

"વારૂં ઠીક છે, હું જોઇશ." શીરીને કબુલાત આપીને પોતાની સાડીનો છેડો માથા ઉપર વાલતાં સાડીના છેડા વટે અજાણતાં ટેબલ ઉપરનો એક શુંદર દાગીનો—સોનેરી અતરદાન—અગાર વાલ્યું, જે ગબડીને ભાંયપર પડયું અને તેનો સોનેરી હાથો છુટો પડી ગયો.

શીરીન આ અકસ્માતથી ઘણી દલગીર થઇ. આવો વીલાતી દાગીનો કોણ સમારશે તે વિચારમાં પડી, પણ 'મેડમ બુશાં' એ તે સમારી આપવા ચાહ્યું. તેની પાસે આવા દાગીના બેમાલુમ રીતે વલગાવવાનો એક "સીમેંટ" હતો જે લેવાને તે ઝટ દોડી ગઈ અને તેની આ નહી ધારેલી નોકરીના બદલામાં શીરીને બુચી-જરીની શિક્ષા માફ કરવાની કબુલાત આપી.

"મેડમ, એ દાગીનો આજે પેહલોજ ભાગ્યો નથી." જ્યારે બચ્ચું તે ગુંદર લાવીને વલગાવતી હતી ત્યારે શીરીન પોતાનો શણગાર કરતાં કરતાં તેની સાથ વાતે વલગી. "મારા લવજીએ આ અતરદાન પેહલાં તો પોતાની મરનાર બાયડીને ભેટ આપ્યું હતું અને અમીના કેહેછ કે તેનેજ હાથે તે એજ હાથામાંથી ભાગ્યું હતું. તે પાછું તેણેજ સાંધ્યું, પણ એવું સરસ સાંધ્યું હતું કે કદી સાંધો જણાતો નહી હતો. ત્યાર પછી એ આજે તેજ જગાએથી મેં ભાંગ્યુંછ અને તમે તેજ જગ્યાએથી પાછું સાંધોછ."

આટલી વાતમાં તો બચ્ચુંના હાથ થડથડ ધ્રુજવા માડયા હતા. ખરી વાત કે એ દાગીનો પેહલાં બચ્ચુંનો હતો, ખરી વાત કે લવજીએ તેને પ્યારથી ભેટ આપ્યો હતો, ખરી વાત કે એને હાથે તે ભાગ્યો હતો અને ખરી વાત કે એનેજ હાથે તે સંધાયો હતો. તે આગલું સઘળું બચ્ચુંને સઘલું યાદ આવ્યા પછી આજે તે સાંધો પાછો વલગાવતાં તેના હાથ કેમ ઠરે, વારૂ?

"શું છે, મેડમ? તમારા હાથ કેમ ધ્રુજેછ? એવા ધ્રુજતા હાથે આ સાંધો કેમ સંધાશે?" શીરીને અચરત થઈ પુછયું.

આ સવાલનો બચ્ચુએ જવાબ આપ્યા અગાઉ તો લવજી પોતેજ આવ્યો અને બચ્ચુંના હાથ વધારે ધ્રુજવા લાગ્યા. તેણે ઓરડામાંથી જતી રેહેવા કીધું પણ શીરીને તેને થોબાવી કે "નહી નહી, જાવો નહી. આટલું અતરદાન સાંધવાનું શરૂ કીધું તો હવે પુરૂં કરો. મારા લવજી કાંઇ અંહી થોભવાના નથી. એ તો પોતાના મેહમાનોને મળવા દીવાનખાનામાં જનાર છે."

બચ્ચું અતરદાનનો હાથો સાંધતી ઉભી રહી અને શીરીન પ્યાર ભરી માશી ચાહાવાના મીઠા ચેહરા સાથ લવજી આગળ દોડી ગઇ. "દીઠું કે લવજી? આજે વળી મેં કામ વ'ાર્યું! કેવું મજેનું સોનેરી અતરદાન મારે હાથે ભાગી ગયું."

લવજીએ જાજી કનવાર કીધા વગર બચ્ચુંના હાથમાંના અતરદાન આગળ નજર કીધી અને પોતાની બાયડીને એક પ્રીતીભર્યા અલીંગનમાં પોતાની બગલમાં લઈ તેની સાથે કાનમાં વાતો ચલાવી.

આ અદેખાઇ ઉપજાવનારા દેખાવ ઉપર બચ્ચુંની નજર પડયા વગર કેમ રહે? તેની નજર વધારે એટલા માટે ખેંચાઈ કે એજ પ્રમાણે જ્યારે બચ્ચું લવજીની બાયડી હતી અને જ્યારે એને હાથે એજ અતરદાન ભાગ્યું હતું, ત્યારે એજ પ્રમાણે લવજી આગળ બચ્ચું પણ માશી ચાહવા ગઈ હતી અને લવજીએ તે પસતાવાનો બદલો એજ પ્રમાણે બચ્ચુંને પ્યારથી વાલી આપ્યો હતો. તે સઘળો દેખાવ બચ્ચુંને આજે યાદ આવ્યો, પણ આજે તે સઘલો દેખાવ બીજીના સંબંધમાં બન્યોછે અને બચ્ચું તેની માત્ર

એક ચાકરડીની હાલતમાં તે દેખાવ જુવેછે, તો એ બિચારીની આંખ્યો એ કૌતુકથી શું નહી ભીંજાય?

શીરીન થોડી મીનીટમાં પોતાના ભરતારથી છુટી પડી બચું પાસે પાછી આવી ત્યારે શીરીનની આંખ્યો પણ આંસુથી ભીંજાયલી હતી.

"મારા લવજીએ જાહેર કરેલી ખુશાલી ઉપર મારી આંખ્યોમાં હરખનાં આંસુ આવી ગયાંછ" શીરીનને બોલ્યા વગર નહી ચાલ્યું. "મેડમ ખુરશોં, તમે જાણોછ કે પેલા મુવા પાપીના પાપનો ઘડો અંતે કેવો ફુટયો તે?"

બચુંએ "નહીજી" કહીને ચુપચુપ અતરદાન ઉપર પોતાનો હાથ અને નજર ફેરવી રાખી.

"મારા ભાઇ દોલીનું નિર્દોષપણું સાબેત થયુંછ અને હવે તે તદન છુટો થઇ મારાં વ્હાલાં માબાપને પાછો આવી મળે તેને માટે આવતી શેશન સુધીનીજ માત્ર બોટી છે. પેલા બેહુ પાપી બંધવાઓનાં નામ શેશનમાં નોંધાયાંછ. તેઓ બેહુ એકેકને ગલે પડયાછ."

"તેઓ સામે ખુન સાબેત થશે વારૂ?" બચુંએ શાંતીથી, જાણે કે કશી કનવાર કીધા વગર કામ કરતાં કરતાં પુછયું, તો જોકે અંદરથી તેનું આખું દિલ આ નવા બનાવ ઉપર ધ્રુજતું હતું.

"હુસેનશાહના ખુનમાં છાકટા રામજીનો હીસ્સો કેટલો હતો તે હજી નકી નથી પણ પેલા લુછા જમસુ—'જમુસેદજી શેઠ' ના તકસીરવારપણા વિષે તો કશો શક રહ્યો નથી. હે ખોદા! તારો ઇનસાફ ખરેજ છે! મુવા પાપીનું પાપ ધીમે ધીમે કેવું બાહાર નીકલતું જાયછ. મારા લવજી એ વિષે વાત કરવા ચહાતા નથી અને તેમાં એવણનો વાંક નથી. એજ મુવા ચંડાલે બિચારા લવજીને કેવો છુપો ઘા કીધોછ, તે ઘા આ ભોપાળાંથી સઘલા તાજા થાયછ, માટે હું પણ લવજી સાથ એ વિષે આજી વાત છેડતી નથી. પણ બધું વાત કીધા વગરજ ચાલતું નથી. મારા દોલીના છુટકારાના હરખમાં લવજીના આગલા જખમ સઘલા વીસરી જાવુંછ અને મને લવજી પોતેજ અટકાવતા નથી ત્યાંસુધી વાત ચલાવ્યા કરૂંછ."

બચું ચાહતી હતી કે આ તેને બાલનારી બકબક બંધ પડે.

"તમે માનશો, મેડમ? પેલી નાપાક મરીયમને વિષે આપણે બધાં એમ ધારતાં હતાં કે પોતાના બાપના ખુન પછી તે પુનેથી નહાસી ગઇ ત્યારથી મારા દોલી સાથ ગઇ હતી. પણ તે સઘલું ખોટું પડયુંછ. મુર વકીલે ચાલાકીથી તેની સોડ બધું કઢલાવ્યુંછ અને તેનો સાર એ છે કે એ રાંડ દદા તો દોલી સાથ નહી પણ એજ લુછા જમસુ—'જમસેદજી શેઠ'—સાથ રહેલી હતી."

અરેરે! ત્યારે બચુંએ એકવાર એજ લુછા ઉપર વિશ્વાસ મુકયો તે કેવા પાપી ઉપર હતો તે બચું ગભરાટના ફીકા ચેહરાથી યાદ કરતી હતી.

"હવે મને કહો, મેડમ ખુરશોં, કે મારા લવજીનું આ બનાવથી કેવું જીગર વીંધાતું હશે!" શીરીને બચુંની આ અજાણી સમજવણી ચાલુ રાખી "તમે વિચાર કરો, મેડમ, કે મારા લવજીની આગલી બાયડીને એજ મુવો ચંડાલ ફુસલાવી ગયો હતી? આહા! તે કમબખ્ત નાર બચું જો આજે જીવતી હોતે તો તે બિચારીને જીવતાંજીવત જે કાંઇ પસતાવો થયો હશે તેના કરતાં આજે તેને કેટલો વધુ પસતાવો થતે? તે જોતે કે જેના ઉપર વિશ્વાસ મેળી તે નાદાન નારી પોતાના ધણીનું ઘેર છોડી ગઇ તે માત્ર એક લુછોજ નહી, એક રંડીબાજ માત્ર નહી, પણ ઘાતકી ખુની હતો. મેડમ, તે આ લવજીનીજ બાયડી હતી, તે આ બચ્ચાંનીજ મા હતી, તે જો આજે જીવતી હોતે તો આજના બનાવથી તેનું જીવતાંજીવત મોત થતે. પણ સારૂં થયું કે તે આ મોત સરખો પસતાવો જોવાને જીવતી રહી નથી."

આ ઠેકાણે બચ્ચુંએ એક સરદ હાય મારી. તે બેશુધ થઈ પડી જતી હતી. પેલું ભાગેલું અતરદાન તુર્તનુંજ આપ્યું થયલું પાછું તેના હાથમાંથી પડી જતું હતું.

શીરીને બેહુને બચાવી લીધાં, બચ્ચુંને ખુરસી ઉપર બેસાડી દીધી. બચ્ચુંએ તુર્તજ હોશ્યારી પકડી.

"બચ્ચું! બચ્ચું! તું આમ જાહેર થઈ જવા સારૂ આ ઘેરમાં આવી નથી. તું તારાં બચ્ચાંની જતન સારૂ આવીછે. તું સઘળો બલાપો ખમવાનો ઠરાવ કરી આવીછે. અને આ શું?" તે પોતાના મનથી આમ બોલી.

ભાગેલાં અતરદાનના આ સંજોગ ઉપર પોતાની માતાનું પેલું મતરેલું માદરયું તેણે યાદ કીધું. તેને તુર્તજ હીમત આવી ગઈ. તેને અતરદાન સાંધવા સારૂ ઉભી રેહતાં રેહતાં માત્ર લંગડા પગની વાકથી ફેર આવી ગયા હતા એવું બહાનું કહાડી તે પાછી પોતાના ઓરડામાં ગઈ.

---

## પ્રકરણ ૩૦ મું.

## એક આગની બૂમ—એક ભૂતનો ભય.

લવજીને ત્યાંની આજ રાતની ચરચા ભરેલી જીયાફતમાં તેના સમરા પાહાલણજી ભાગ લેવાના હતા. પણ તેવણે છેલી ઘડીએ ના કેહવડાવ્યું.

આજે તેવણ ઘણા ખુશીમાં હતા. ઘણે વર્ષે આજે પેહલીજવાર તેવણ પોતાની જેક—અને જેઓ કરતાં દુખથી વધારે જેફ થયલી—ઘણીયાણી હીરાંબાઈની સાથેજ ઘેરમાં જમ્યા હતા.

બચ્ચુંની મીશાલે પાહાલણજી હીરાભોગીની હાલત પણ આજે દયા આણવા જોગ હતી. પાહાલણજીને પણ આજે પસતાવાનો દહાડો હતો. પોતાના દીકરા દોલીનું નિર્દોષપણું સાબેત થવા માટે તેવણ દિલગીર નહી હતા, પણ આવા એક નિર્દોશ દીકરાને તેવણે નાહેક સતાવ્યો અને દોલીના કહામાં કહા દુશમનનો ભાગ તેના બાપેજ બજાવ્યો એ ખ્યાલથી તેવણનું દિલ કમકમવા લાગ્યું. આજ બાર બાર વર્ષ થયાં પોતાનાં બાયડી છોકરાં, કુટુંબ પરિવાર અને લવજીની વઠીક સામે થઈ પાહાલણજી થોડે પોતાના બીહીકણ બેટાને ખૂનનો ગુનેહગાર ઠરાવવાની જે હુજત લીધી તે સઘળી ખોટી હુજત હતી એવી પોતાની ખાતરી થવાના ખ્યાલથી હવે તેવણની શરમ છંડાઈ નહી અને લવજીને ત્યાં આજે તેવણ જમવા નહી ગયા તેનું એક કારણ એ શરમનું હતું.

પણ જેમ પોતાના દીકરા દોલીની દુશમની આ બાપની છાતીમાંથી દફે થઈ તેમ બીજા હાથ ઉપર હવે દોલી વિપેનો પ્યાર તેજ છાતીમાં છલકાવા માડયો. ગમે તે કહો પણ બાપ તે બાપજ. પોતાના દીકરાને પોતાને હાથે ગેરઇનસાફને લીધે પાહાલણજીનો પિતા દાખ્લનો કુદરતી પ્યાર બમણો ઉભરી નીકળ્યો અને હીરાંબાઇનું હૈડું તેથી અંતે હસતું થયું.

"હીરાં, હીરાં, આ તો બધું ઉલટાઈ ગયું!" એ બે ડોસા ડોસી માટી બૈયર એકલાં વાતે બેઠાં. "અગરજો દોલી માત્ર ચાર દહાડા ઉપર આવ્યો હોતે તો તેના નિર્દોશપણાના આ સઘળા પુરાવાંની ગેરહાજરીમાં મેંજ, સગા બાપેજ તેને સુલીએ ચહડાવી દીધો હોતે."

"સાચું તે સાચુંજ રેહછ. સાચાંને સોનાં પેઠે જેમ વધારે ભાંજીયે, છુંદીએ, કુટીયે કે તાપીએ તેમ તે વધારે ને વધારે સાચું દેખાતું જાયછ." હીરાંબાઈએ સાચાંને સોના સાથ સરખાવાની મીશાળ આપી.

"પણ મેં જો મારી હુજત ખરી પાડી હોતે તો હું કેવાં મહા પાપમાં ભરાયો હોતે! હે હીલ્લુ?" પાહાલણજીએ પસતાવો કીધો.

"હવે એ દુઃખ યાદ ના કરો. સુગરાના કરો કે આપણો દીકરો આપણને પાછો જલદી આવી મળશે અને મરતી વખતે મારી છાતીને ધીરજ મળશે."

"પણ તે આવશે કેમ? હીરુ, શું દોલીને તું જીવતો ધારેછ? હું તો નથી માનતો. મૂર વકીલ અને બીજાઓ કેહેછ કે દોલી જીવતો છે અને તેને તેઓ શેશન કોર્ટમાં હાજર કરશે. એ વાત મારા માન્યામાં નહી આવતી."

"ઓવારે રે! એમ ના બોલો! હું તો માનુંછ અને તેનીજ ઉમેદપર જીવુંછ. લવજી તો પેહલેથી આપણને કેહતો આવ્યોછ કે દોલીની મા એ મરી ગયલી નથી. એ અબઘડી રહ્યો જીવતો છે અને તેને લવજીએ જીવતો દીઠાછ. હા! આ બધા લવજીના પરતાપ જો! એ જીભરાયાએ આપણને આ નવું જીવતદાન બખશ્યુંછ હો!"

"ખોદા એને સલામત રાખે!" પાહાલણજીએ પોતાના જમાઇને દુવા દીધી. "આપણી શીરીન ખરેખર ભાગ્યવંત કે આવો ધણી તેને મળ્યો. અગરજો દોલીની હૈયાતી વિષે લવજી જાણીતો હોય તો એ શીરીન અજાણી નહી હોય. એ માટી બૈરની સુજ એકજ છે. પણ એ દુકતી કાભાને હું પુછીશ કે એ કાભાએ મને કોઈ દહાડે કેમ નહી ચેતાવ્યો કે દોલી તો જીવતો છે?"

"ચેતાવ્યાથી તમે માનવાના હતા? લવજીએ તમોને ઘણાબી ચેતાવ્યા પણ તમારી ખાતરી કયાં થઇ હતી?"

"મને વેહમ એટલોજ હતો કે જો દોલી નિર્દોશ હતો તો તેને નહાશી જઈ પોતા સામે ખોટો શક ઉભો કરવાની શી જરૂર હતી? તે નહાસી જવા છતાં નિર્દોશ કેમ ઠરે?"

"નહી, નહી. પાહાલણજી, આપણો દીકરો નિર્દોશ છે અને તેને તમેજ તમારી છાતીએ ચાંપીને કોઠી કરશો."

"આમીન! આમીન!" આ પ્રમાણેની શુકર અને દુવા ગુજારીમાં જ્યારે પાહાલણજી અને હીરાંબાઈ રાત ગુજારતાં હતાં ત્યારે તેમની દીકરી અને જમાઈના મોદી કાસ્ટલના મેહલમાં વધારે ધામધૂમ ચાલી હતી.

આ જીયાફતમાં હમાશજી જમવા આવ્યાં હતાં અને જાંહગીરશાહ મુગામોદી પણ પોતાના મસતીખોર દીકરા રૂસતમ સંગાથે જમવા આવેલા હતા. ખાનાની ટેબલ ઉપર બેવો વખત દોલીના નિર્દોશપણાની અને જમસુના અપરાધની વાત ચાલી રહી હતી અને જોકે લવજી બે ચાર વાર એ વાત વિષે નાપસંદગી બતાવી રહ્યો તોપણ તેણે જોયું કે એ વાતજ અટકી નહી શકે એવી હતી.

રાતના અગિયાર વાગતે સઘલી મિજલસ ખુશી ખુરમીમાં ખતમ થઇ. મેહમાનો પોતપોતાને ઘેર ગયાં, ઘેરના માણસ સર્વ ઉંઘી ગયાં, અને મોદી કાસ્ટલ રાતની એકાંત શાંતિમાં પડયો.

મધરાતની વખતે એકાએક દાસી મેરિઅન સુતી હતી તે ઓરડામાંથી આગની બૂમ સંભળાઇ. મેરીઅન છોકરાંઓના ઓરડામાં તેઓની જતનને માટે સુતી હતી. એ ઓરડો ઘેરના પાછલા બાણમાં પેહેલાજ મજલા ઉપર હતો. તેણે ઉંઘમાં કાંઇ "આગ! આગમાં!" એવા શબ્દો સાંભળ્યા. તે શબ્દો ઓરડાની પછવાડેના કંપાઉંડ તરફથી આવ્યા હતા. કોઈ ચાકર જેવા મર્દના મોહમાંથી એ શબ્દો ઉંઘમાં મેરીઅનને કાને પડયા હતા.

મેરીઅનને અસલથીજ આગની બીહીક હતી. તેનો બાપ આગમાંજ બળી મુવો હતો. માટે મેરીઅન સદા સુતી વખતે દીવો ઘણો સંભાલીને સુતી હતી અને તે દીવા કરવા કરાવવામાં, દીવાની આસપાસ કાંઈ ચીજો નજદીક નહી રાખવા દેવામાં અને એવીજ બીજી બાબતોમાં ઘણી ચોકસ હતી. તે "આગ! આગમાં!" એવા શબ્દો કાને પડતાંજ ભડકીને ઉંઘમાંથી જાગી ઉઠી, લાગલીજ બારી આગળ દોડી ગઈ અને બારીમાંથી ડોકું કાહાડી બાહેરના માણસને ગભરાટમાં પુછવા પડી.

"શું? શું? આગ? આગમાં?" તેણે પુછયું.

"હા! હા! જલદી કરો." તેને જવાબ મળ્યો.

"પણ એકાએક! અચબુચજ શું થયું?"

"હા. અચબુચજ! એકાએકજ!"

"અરે! પણ જોસમાં છે કે?"

"હા. હા. ઘણા જોસમાં. વાત ના કરો! વાત કરવાનો વખત નથી. જલદી બાહાર નીકલો!"

આ સખુનો સાંભળતાંજ મેરીઅને આગની બુમ ઘણી વધારી મેળી. તે વધારે તલાશને માટે થોભી નહી. તેણે પોતાના હવાલામાં લીધેલાં બાળકોને ભર ઉંઘમાંને ઉંઘમાંજ ઉપાડી લીધાં—એકને ખાંધપર લીધું, બીજાને કેડે ચહડાવ્યું અને એ રીતે તેમને લઇને દાદર ઉપર દોડી જતાં તે જેટલા ઓરડા પસાર કર્યા ગઈ તે દરએક આગળ "મારે! બાપરે! આગ લાગીરે! બળી ચાલ્યાંરે!" એમ ચીચારી અને બુમો પાડી આખાં ઘેરને જગાડતી ગઈ.

મેરીઅનની પાસેના ઓરડામાં નાનો જાલ સુતેલો હતો તે ચોંકી ઉઠયો, તેનીજ સામેના બીછાણા ઉપરથી બુચી-જરી રડી ઉઠી, વળી તેની પડોશમાં 'મેડમ બુશો'નો ઓરડો હતો તે ઘણા ગભરાટમાં ભડકી ઉઠી. 'મેડમ બુશો'ની સામેના ઓરડામાં અમીના બીજાં નાનાં બાળકોને લઈ સુતી હતી તે પણ ભડકી ઉઠી. દાદરની સામેજ એક સુંદર દિવાનખાનામાં લવજીના સુવાનો ઓરડો હતો, ત્યાં મેરીઅને આગની બુમજ માત્ર મારી નહી, પણ તેની ખાંધે મારેલાં અને કેડે ચહડાવેલાં બાળકોએ ઉંઘ, બીહીક અને પુણાની મધરાતની સરદ તાહાડ વચે રડારોલ કરી મેળી જેથી લવજી અને શીરીન પણ દોડ મારતાં બાહાર નીકલી આવ્યાં.

મેરીઅન પોતાના શેઠ શેઠાણીને માટે થોભી નહી. તે રડતાં બાળકોને મુગાં રાખવાને પણ ભુલી ગઇ હતી. તે પોતેજ રડતી અને ચીચારી. પાંડતી તો બાળકો નહી શો સોહોર મચાવે? શીરીન સપાટ વગર, શાડી વગર, બીછાના ઉપરથી દોડી આવી, 'મેડમ બુશો' માત્ર એક શાલજ લપેટીને ઓરડાની બાહેર ચાલમાં આવી ઉભી. મોટાં છોકરાં પણ બરાબર કપડાં વગર ઉઘાડે પગેજ ઓરડાની બાહેર ચાલમાં દોડાદોડી કરવા લાગ્યાં. આગમાંથી જીવ બચાવા નહાસી જતી વખતે કોઇ કપડાં કે બુટ મોજાં પેહરવા બેસતાં નથી. ટુકમાં લવજી ઓરડાની બાહેર ચાલમાં આવ્યો ત્યારે તો આખું ઘેર જાગી ઉઠયું હતું અને સર્વે કોઇ રડારોળમાં પડયાં હતાં.

એકલો લવજી થંડો હતો. તેણે આ વખતે ધીરજ રાખી. તેણે પેહલાં તો દાદર તરફ જોયું કે નહાસી જવાનો એ માર્ગ તો સલામત છે. દાદર સલગી ઉઠયા નથી, ત્યારે ઘેરમાં બીજું શું સલગ્યુંછે? આગ કયાં છે? લવજી આસપાસ જોવા લાગ્યો, પણ કશી નિશાની નજર પડી નહી. અને તોપણ આખાં ઘેરમાં ગભરાટનો કાંઈ પાર નહી હતો. માળા ઉપર ચાચારીનો હેઠલનો રડારોળથી પડઘા માત્ર પડતા હતા.

લવજી તાબડતોબ મેરીઅનના ઓરડામાં દોડયો. આગ તો ત્યાંબી નહી હતી. તેણે બારીએથી બાહાર જોયું તો એક ચાકર ઉભો રહી બુમ મારતો હતો "ચાલો! ચાલો! વેહલાં થાવો! જલદી બાહાર નીકલો! શું થયું? બધાં બુમો મારેછ, પણ કોઇ બાહાર કેમ નથી પડતું?"

લવજીએ બારી ઉપરથીજ આ માણસને પુછયું "શું છે? એ કોણ છે? કોણ ગડબડ કરેછ?"

"અરે સાહેબ એ તો હું માકો છું, સાહેબ." તે ચાકરે લવજી શેઠનો સાદ ઓળખતાંજ નમનતાઈથી જવાબ આપ્યો. "સાહેબ, હું પાહાલણજી શેઠનો માકો છું."

"માકો? કેમ? શું છે? માકા, તું અત્યારે કયાંથી આવ્યો?" લવજીએ અચરતીથી પુછયું.

"બાગમાંથી આવ્યો સાહેબ, પાહાલણજી શેઠના બાગમાંથી!"

"કયાંથી? આગમાંથી? આગ કયાં લાગી-

છ?" લવજીને પણ "આગ" જેવું સંભળાયું.

"અરે 'આગ' નહી 'બાગ' સાહેબ, 'બાગમાં' થી." માકો વધારે જોસથી બોલ્યો. "મોટા શેઠ પાહાલણજીને એકાએક કાંઇ થઈ આવ્યુંછ, સાહેબ. અને બાઇએ તમોને તથા શીરીનબાઇને જલદી તેડી લાવવા મને મોકલ્યોછ. હું ત્યારનો ઉભો રહી બુમ મારૂછ કે પાહાલણજી શેઠની મદદે કોઈ જલદી ચાલો, પણ કોઈ સાંભળતુંજ નથી. બધાં જાગેછ બધાં બુમ માર્‌યા કરેછ, પણ કોઈ બાહાર નથી નીકલતું."

"પણ શેઠને શું થયુંછ, માકા?"

"અચબુચ કાંઇ થયુંછ, રાતના બાર વાગતે મોરીમાં ગયા ત્યાં પડી ગયા અને 'કાંઈ-મળે-નહી' થઇ ગયાછ તમોને જલદી તેડેછ. કોઈ જલદી આવો."

આ પેગામ પોંહચાડીને માકો દોડી ગયો. અને આ આગની ખોટી બુમ લવજી તુર્ત સમજી ગયો.

માકો ગુંગણો હતો, અને તેમાં વળી છેલી બે દહાડાની સખત સરદીથી તેનું નાક બંધ થવાથી તે વધરે ગુંગણો થયો હતો તે 'બાગ' બોલતો ત્યારે 'આગ' સંભળાતું હતું. લવજીએ પોતે તેમ સાંભલ્યું હતું, માટે મેરીઅન પણ 'બાગ' ને બદલે 'આગ' સાંભળી ખીધી હતી. માકો 'બાગ' માંથી 'અચબુચ' આવીને ગભરાટમાં 'જલદીથી' કોઇને પણ 'બાહાર નીકલવા' કેહતો હતો તે આ 'આગ' ની બુમનું મુળ હતું.

લવજી તુર્તજ અંદર દોડી ગયો અને એકઠાં મળેલાં કુટુંબ મંડળને ઠપકો આપવા લાગ્યો. તેણે હસી પડીને સર્વેને ખરો ખોલાસો કહી દીધો. "તમે લોક શાના બીહોછ? આગ શી ને વાત શી? આગ કયાં લાગીછ? મેરીઅને આજે રાતે દારૂ વધારે પીધોછ, છાકટી થઈછ અને તેથી એણે આગનું સ્વપનું માત્ર દીઠુંછ. જાવો, બધાં જણ જઇને ઉંઘી જાવો. આગ, બાગ કેયે લાગી નથી."

બધાંનો ગભરાટ નરમ પડયા છતાં હજી તેમની બીહીક ભાગી નહી હતી. મેરીઅન જે આખ્ખાં ભાંયતલિયાંમાં ફરી વળીને આગની કશી નીશાન નજરે નહી પડવાથી ફજેત થઇ હતી, તે પોતાના શેઠના આ શબ્દો સાંભળી પાછી માળા ઉપર દોડી આવી અને પોતાનો બચાવં કરવા લાગી.

"સાહેબ, ઓરડાની બારીએથી મેં આગની બુમ ચોકસ સાંભળી. વળી કોઈ બોલ્યું કે 'સઘલું અચબુચ થઈ ગયુંછ.'— 'જલદી ચાલો'—'કોઇને જલદી મોકલો' તે ઉપરથી મેં બુમ ઉઠાવી."

"મેરીઅન, તેં બચ્ચાંને નાહક બીહીવડાવ્યાંછ." લવજી તેને ઠપકો દઇ બોલ્યો. "તું હમેસાં સહરાવીને બોલેછ. તારી સહરાગાતથી આગળ મને નુકસાન થયલુંછે અને હજી તું નુકસાનજ કરેછ. જા, હમણાં તો છોકરાંને લઇ જઈ પાછાં પોઢાડ."

બીધેલાં છોકરાં હજી ઉંઘી જવાને ડરતાં હતાં. લવજીએ બચ્ચાંઓને પટાવી તેમની બીહીક ભાંજી અને તેમને થંડાં પાડયાં અને તેમને પોતાની સાથે લઇ જઇને પોઢાળ્યાં.

આ વખતે પુણામાં બે દિવસની થંડી થાંથર નીકલેલી હતી. બધાં બચ્ચાં ગરમ કપડાં વગર, પગ ઢાંકયા વગર ગરમ બિછાણા ઉપરથી બાહેરની ચાલમાં પવન અને સરદીમાં નીકળી આવ્યાં તે લવજીને મુદલ ગમતું નહી હતું.

પણ પેલા જાલની હાલત શી હતી? તે બહીથી બવાતું ચાલેલું શુંદર પણ દરદી બાળક વધારે બીધું હતું. તેના ઉપર શીરીનની સહુથી પેહલી નજર પડી. તે દાદરને ટેકીને ઉઘાડે પગે થંડીથી થથરતો હતો. તેણે પેહરેલું કુરતું ઉનનું હોવા છતાં થંડું થઈ ગયું હતું. તેનું શરીર ભીનું, તેની ચામડી હવાયલી, એવી હાલતમાં એ દુખી બચ્ચાંને તેની માતાએ દીઠું તેવુંજ પોતાની કેડ ઉપર ઉંચકી શીરીન તેને પોતાના ઓરડામાં લઇ ગઈ અને પોતાનાજ બિછાણા

ઉપર સુવાડી પોતાની ગરમ ધાબરી ઓરાડી.

બચ્ચું (મેડમ બુશોં) બુચી-જરી, નાનો ફલુ અને બીજાં બાળકોને પોઢાડવામાં રોકાયલી હતી. અમીના બચ્ચુંની પાસેજ હતી. મેડમ બુશોં અને અમીના બંને જણીઓ આ કુમળાં બાળકોને પાછાં સુવાડવા લઈ જાયછે એટલું જોઇને લવજી પોતાના ઓરડામાં ગયો.

આંહી તેણે જોયું કે જાલને આજે તો શીરીને તેના બાપનાજ ઓરડામાં તેની માનાજ બીછાના ઉપર સુવાડયો હતો. એ બાલક ઉંઘી ગયું હતું અને શીરીન તેને ગરમી આપતી હતી.

આંહી લવજીએ શીરીનની મા તરફથી અચબુચ આવેલું તેડું શીરીનને ધીરજથી કેહવાની તક લીધી. શીરીનના ગર્ભમાં ત્રણ મહીનાનું બાળક હતું અને શીરીનની હાલત ઘણી નાજુક હતી, માટે લવજીએ તેના બાપની ખબર તેને ઘણી આસતેથી, તે નહી બીહે તેમ કહી સંભળાવી, અને પછી પોતેજ ગાડી તૈયાર રખાવેલી હતી, તેમાં પોતાની સાથેજ શીરીનને તેના બાપના ઘેર લઈ જવા સારૂ તૈયાર થવા કહ્યું. પોતાના પિતા અચબુચ બેસુધ થઇ પડવાની ખબરથી શીરીનને ઘણી હેબત લાગી. તે રડવા પડી. અને લવજીની ધીરજવાન પટાવતથી તે સાડી પેહરી તૈયાર થવા લાગી.

પણ હજી એક બીજો ગભરાટ બાકી હતો. આજે મોદી કાસટલમાં કાંઇ ગભરાટપર ગભરાટજ થયા કરતો હતો.

તૈયાર થઇને બાહેર નીકલતાંજ આખાં ઘેરમાં એક ભયભીત ચીશ કાને પડી અને લવજી એકદમ ચોંકીને ઓરડાની બાહેર જોવા ગયો. શીરીન પણ પછવાડે દોડી ગઇ. તેણે એમ ધાર્યું કે દાસી મેરીઅને પોતાના હાથમાંનાં છોકરાંને નાખી દીધાં અને તેઓની આ ચીશ હશે.

તેમ નહી હતું. આગની બીયેલી મેરીઅન તો પોતાના નાજુક બોજાને સુવડાવવા માટે તેમના ઓરડામાં જઈ ચુકી હતી.

આ ચીશ તો અમીનાએ પાડી હતી. છોકરાંને તો ખરે૰૰ર અમીનાએ નાખી દીધું હતું. બુચી-જરી ઉંઘરેટી હોવાથી અમીનાએ તે છોકરીને સુવાડવા લઇજવાને પોતાના હાથમાં ઉંચકી હતી. અમીનાના કુવતને માટે બુચી-જરી અલબતાં ઘણી ભારી હતી.

પણ તે ભારી હોવા સારૂ અમીનાએ તેને નાખી દીધી નહી હતી. અમીનાને અચબુચ બીહીક પેઠી, તે ધ્રુજવા પડી અને તેથી બુચી-જરી તેના હાથમાંથી પડી ગઇ.

લવજી આવીને જોયછે તો અમીનાને કોઇએ ભખી ખાધી હોય તેમ ઉજલી પુણી જેવી અને ફીકી કમરખ જેવી દાદરના કઠેરાને ટેકો દઇ ઉભી ઉભી કંપતી હતી અને તેનામાં ઉભું રેહવાનીબી તાકાત નહી હતી.

બુચી-જરી અચબુચ ફાર ખાઈ પોતાના બાપના હાથમાં દોડી આવી અને તેના ખોળામાં માથું નાખી રડી પડી.

"શું છે, શું છે? અમીના?" લવજીએ ઉતાવલમાં પુછયું "તે કાંઇ ભૂત દીઠો હોય તેમ તું બીહેછ?"

"હા, શેઠ! હા, મેં ભુતજ દીઠોછે." અમીના હેબતેલી બોલી ઉઠી.

"આજે તમે લોક બધાં ગાંડાં કેમ થયાં?" બુચી-જરી અમીનાને જોઇને વધારે હેબત ખાતી પોતાના બાપને ટોટે વલગતી હતી તેને પોતાની છાતી સાથ દાબીને લવજી બોલ્યો. "તમો લોકને આજે શું થયું? એકને નહી આગની આગ જણાઈ, અને બીજાંને વળી નહી ભૂતનો ભૂત જણાયો!"

"શેઠ, મને માફ કરો. પણ હું ખરૂં કહુંછું!" અમીના ભોંયપર ફસડાઇને જાર બેજાર રડવા લાગી. "ભૂત! ભૂત! ખરો ભૂત મેં દીઠોછે! ઓ ખોદા! મીઠોગારો મુકજે! અને આ ઘરમાં સહુ તાઢું મીઠું રાખજે!"

"અમીના, તું મને જવાબ દેયછ કે વાયળની કાની ખાલી ગોથીયારૂં કરેછ?" લવજીએ હવે જરા નેણ ફેરવીને તેને ધમકાવી.

પણ અમીનાએ જવાબ નહીજ દીધો. તે મુગી મુગી ઉઠી ઉભી થઈ, પોતાની

આંખ્યો લુછી બુચી-જરીને પાછી પોતાના સવાચીનમાં લીધી અને તેને તેના ઓરડામાં સુવાડવા ગઈ.

ગાડી તૈયાર હતી. પાહાલણજી શેઠને ત્યાં જવા માટે હવે બખત થઈ ગયો, માટે લવજીએ શીરીનને ઉતાવલ કરાવી.

"એ આજે છે શું? અમીનાને શું થયું હશે?" શીરીને ગાડીમાં બેસતાં બેસતાં લવજીને પુછયું. "અમીનાએ શું કોઇ ભૂત દીઠો હશે?"

"સમજ્યા કર, શીરીન." લવજીએ મશ્કરીમાં જવાબ દીધો અને ગાડી દોડી ગઈ. "તું જાણતી નથી, અમીના ભૂત ડાકણને માનેછે તે? આગળથી એ એક વખતે બીધી હતી. તેને કાંઈ ખોટી બીહીક યાદ આવી હશે. જે મીસાલે મેરીઅનને આગનો ભય છે અને તેથી આજે બધાંને ખોટાં બીહીવડાવી માર્યાં, તે મીશાલે અમીનાને ભૂતનો ભય છે અને મેરીઅને પોતાના ભયથી આખું ઘેર જગાડયું ત્યારે અમીનાને એ કીર્તિની અદેખાઈ લાગવાથી એણે પણ પોતાનો અભખરો પુરો પાડયો."

એમ નથી. વાંચનાર, અમીના કહેછે કે 'મેં ભૂત દીઠો' તે એક લેખે ખોટું નથી.

---

## પ્રકરણ ૩૧ મું.

## ત્રણ મહીનામાં કેટલો ફેરફાર! એક ભેદ.

ત્રણ મહીના નીકલી ગયા. અપરાધીઓની આવતી શેશનની સઘલાં જણ વાત જોતાં હતા. ઉપલા બનાવને દહાડે એ શેશનને ત્રણ મહીનાની વાર હતી. પણ તે વારબી વીતી ગઇ.

પાહાલણજી હીરામોગી ઉપલી રાતે અચબુચ પડી ગયા ને બેશુધ થયા ને લવજી તથા શીરીનને રાતોરાત બોલાવી મંગાવ્યાં તે લકવાની કસર હતી. એ દહાડે રાત્રે તેવણ બિચારા પોતાના બેટા દોલીના નિર્દોશપણાથી કેવા હરખમાં આવી ગયા હતા તે આપણે ઉપર જોયુંછે. એ હરખ એટલાંબધાં વર્ષના બળાપા અને દુઃખની પછવાડે એટલો અચબુચ આવી ગયો કે તેના જોસમાં પાહાલણજી શેઠના ભેજાં ઉપર લોહીનું જોસ ચઢી ગયું અને તે જોસે તેવણને લકવા ઉપર નાખ્યા.

જુવાનોને અચબુચ જુસામાં આવી જવાથી નુકસાન થાયછે તો બુઢાઓને નહી શી ખરાબી થાય?

આ લકવાની અસરમાંથી આ ત્રણ મહીનામાં પાહાલણજી શેઠ પાછા સાજા થવા માડયા હતા, પણ આગળના જેવા તેવણ કદી પણ ટટાર થયા નહી. તેવણની દાઢી ઉપર અને જીભ ઉપર લકવાની કસર રહી અને ડાકટરો કેહવા લાગ્યા કે જો બીજ હુમલો થશે તો એવણ પાણી પીવાબી ઉભા રેહેશે નહી.

મોદી કાસ્ટલમાં ઉપલીજ રાતના ગભરાટથી બે જણ ઉપર માઠી અસર થઇ હતી. એક તો અમીના ઉપર થઈ કે જેના મનમાંથી ભૂતનો ભય પાછો નીકલી ગયોજ નહી. તે આખો વખત ઊંઘમાં ચાલતી હોય તેમ કામ કરતી હતી. તેને જ્યારેબી જોવો ત્યારે તે ઝુંપતી હતી; કલાકના કલાક મુગી બેસી રેહતી અને તેવામાં જો જરા બોલાવી તો ભડકી ઉઠતી હતી.

બીજી માઠી અસર નાના જાલ ઉપર થઈ અને તે સહુથી દુઃખદાયક બનાવ હતો. આગની બુમના ગભરાટમાંજ તે પુરાં પાધરાં કપડાં વગર, અંગ ઢાંકયા વગર, પગમાં જોડા વગર, સર્દ જમીન ઉપર પવનના ફુકાટા વચે ઓરડાની બાહેર નીકલી આવ્યાથી તેને જોરાવર સલેખમ થઇ આવ્યો. અને દરએક મા જાણેછે કે બહીવાલાં બચ્ચાંને સલેખમ થાય તો તેનું દરદ વધેછે.

આ ત્રણ મહીનાની વચ્ચે જાબની હવા ફેરફારને માટે લવજી શીરીન અને પોતાનાં બચ્ચાંને લઇને મુંબઇ ગયો. ત્યાં પણ "જમશેદજી શેઠ" ઉપરના ખુનના તોહમતની ચરચા ઉઠી રહી હતી.

મુંબઇમાં એક દહાડે લવજી બાહેર જવાની ઉતાવલમાં હતો, તેની ગાડી ખોટી થતી હતી તેઠલામાં કોઈ અજાણી ઓરત તેને પુછતી આવી. આ બાઇ જુવાન, ખુબસુરત, આબરૂદાર દેખાવની, આબરૂદાર પોશાકવાલી, ઘણા મલાહજા તથા શરમ અને કાંકવાલી અને ઉંચા ખાનદાનની હોય તેમ લાગતી હતી. તે ઓરડામાં આવતાં વારજ શીરીને તેને ખુરશી આણી આપી અને લવજીએ તેને હાથ કરીને બેસાડી પુછયું કે "શું હુકમ છે, બાઇ? તમે કોણ છો અને કોણને પુછોછ?"

"હું તમોનેજ, લવજી શેઠને પુછુંછ." તે ઓરત બોલી અને એટલીવારમાં તો તે એવાં ઝનુનમાં આવી ગઇ કે ઉભી થઇને બોલવા લાગી અને શીરીન ઘણી અચરતોથી જોવા લાગી. "હું જમશેદજી શેઠની ધણીઆંણી પીરોજબાઈ થાઉંછ અને તે કેહતાં લજવાઉંછ. મેં સાંભલ્યુંછ કે મારો ધણી કેદ પકડાયોછ, તેના ઉપર ખુનનું તોહમત આવ્યુંછ. લોકો તરેહવાર બોલેછ, પણ ખરૂં શું છે તે હું કશું જાણી શકતી નથી. કોઇએ મને કહ્યું કે તમોને પુછવાથી સઘલો ખરો ખોલાસો મળશે તે ઉપરથી હું તમોને શોધતી આવીછં."

લવજી શી વાત કરવી તેની આનાકાનીમાં પડયો. આવી એક આબરૂદાર અબલાના ભર્તારની વીરૂધની વાત તેના મોહડાં ઉપર બોલી તેને દુખી કરવી વારૂ?

પણ આ ઓરત તો એ વાતમાં દુખી નહી હતી. "સાહેબ, તમે આનાકાની કરોછ," તે ગાળો દેતી બોલી. "પણ જાણજો કે એ મુઆ લુછાની સામે તમે જે કાંઇ ખરૂં બોલશો તેની મને રીસ નથી. એ નેહેસ્તની હું બાયડી છું, તેથી ફરજની મારી તેની બાયડી દાખલ પોતાને ગણુંછ. પણ તેમ ગણાવા માટે હું પોતેજ લજવાઉંછ અને પોતાનેજ કડુવા દેવુંછ. એ મુજીએ જેમ તમોને દુખી કીધા તેમજ મને પણ દુખી કીધીછ. તફાવત એટલોજ કે તમે તમારા કશા વાંક વગર દુખી થયાછ, પણ હું મારા પોતાનાજ વાંકથી દુખી થાઉંછ. મારો વાંક એટલોજ કે હું જાણીબુજીને, પાંચ લોકની મતથી ઉલટી ચાલીને એ લુછા સાથ પરણી. જાણી આંખે આંધલી થઈ મેં હોળીમાં હોમાવી દીધું. એની સાથ પરણતી અટકાવવા મારી વડી બેહને મને ઘણી શિખામણ દીધી, પણ હું ધારતી હતી કે મારી બેહન મારી અદેખાઇની મારી એમ બોલેછ, કેમકે એજ લુછો પેહલાં મારી બેહનને પરણવા કબૂલ થયો હતો અને પછી તેને દગો દઇ તેણે મારી સાથ ગાંઠ વાલી હતી. લગનની બે દહાડા અગાઉ, એ લુછાનાં બપાઇ બિચારાં દીનમાયે પોતે મારે ઘેર આવી મને ચેતવણી આપી કે એ છોકરો લુછો છે ને તેની સાથ પરણી હું દુખી થઇશ. પણ તે વખતે હું તેને ફરેશતો ગણતી અને તેથી બધાં દુશમનીથી એની સામે બોલેછ એમ સમજતી હતી. પણ પરણ્યા પછી છ મહીનામાં સઘલું ખરૂં પડયું. એણે મને બાયડી દાખલ કદી ગણી નથી. બે આખા મહીના એ મારી સાથે રહ્યો નથી. હું એને છોડી દઉં તે અગાઉ તો એ મને છોડી ગયોછ. પણ મારી સાથે મારા અને એના દીકરાને પણ છોડી ગયોછ. તે દીકરો મને ઘણો વ્હાલો છે, અને મારૂં દુઃખ એટલુંજ છે કે આવા એક લુછા બાપનું તેને નામ મલ્યુંછ અને એ નામ મારા દીકરાને ડાઘ લગાડેછ——"

"બાઈ, આ સઘલી વાત સાથ મને કશું લાગતું વલગતું નથી." લવજી તેને હવે વધારે બોલતી અટકાવા લાગ્યો. "તમારા ભર્તારની સામે કામ ચલાવવામાં મને કશો ભાગ નથી અને હું સઘલું બરાબર જાણતો પણ નથી. એટલુંજ કહુંછ કે તે જો

તમારો ભર્તાર છે તો તમારાં દુઃખમાં હું ભાગ લઉંછ."

"હું તમારી સલાહ પુછવા આવીછ." તેણે આજીજીથી વાત ચલાવી "હું જાણવા માગુંછ કે મને કોઈ રીતે ઈનસાફ નહી મળે? અને તે ઈનસાફ એટલોજ કે જે ધણી આવતી શેશનમાં ફાંસી જવાનોછે તે ધણીના આ ફાંસી જવા અગાઉ હું તેનાથી તલાક લઈ છુટી પડું અને તેને ફાંસી દેતી વેળા હું તેની બાયડી નથી એમ સમજવાનો મને સંતોશ મળે એવો કાંઇ રસતો બતાવો."

"બાઈ, એવો રસતો કાંઇજ નથી." લવજી બોલ્યો "અને તમારે એમ બોલવું ઘટારત પણ નથી."

એટલું કહી પોતાનું કામ બોટી થતું હતું તેને માટે લવજી ચાલી ગયો અને આ અંજાણી ઓરત શીરીનની સાથે વાતે બેઠી. જમસુ ઉપરના ખુનના તોહમતની જે વીગતો લવજીએ કેહવાને ના પાડી તે શીરીને ટુંકમાં કહી સંભળાવી અને તેની સાથે ઘણીક શિખામણ પણ દીધી કે 'બાઇ ગમે તેવો પણ એ તમારો ભર્તાર થાય અને ભર્તારની બાયડી દાખલ તમારી ફરજ છે કે ભર્તારની બદગોઇ પોતાને મોહડે નહી બોલવી, પણ તેની ખામીઓ ઉપર પડદો ઢાંકવો અને તેના ઉપર આફત આવી પડે ત્યારે તેની તરફેણ કરવી."

પણ શીરીનની એ શિખામણ આ "સુધરેલા જમાના"ની બાયડીના ધ્યાનમાં ઉતરી નહી. તે બોલી કે "એની હું બાયડી છું તે માત્ર દગાથી, ટરકટથી થઇછ અને તેથી બાયડી દાખલની ફરજોથી હું એના તરફ બંધાયલી નથી."

પુણાની શેશન પાસે આવી અને તે વખત ઉપર લવજીની મરજી સઘલી ગડબડથી દૂર મુંબઇમાંજ રેહવાની હતી, પણ શીરીનનો જીવ કેમ માને? પોતાની બાયડીની દલીલોથી તેને એ હિગામ ઉપર પુણે પાછો જવાની ફરજ પડી.

મુંબઇના હવા ફેરફારથી બાળક જાલની તબીયતમાં કશો સુધારો થયો નહી. તે તાજો ગુલાબ વધારે ને વધારે કરમાતો ગયો. નસીબ જાય આગની ગભરાટ કરનાર મેરીઅનનું! તે દહાડાથી આ કોમળ રોપાને જે સર્દી લાગી તેની અસરમાંથી તે ઉઠવા પામ્યો નહી.

બિચારી બચું (મેડમ બુશેં) પણ બીમાર ચાલ્યા કરતી હતી. તેની બીમારીને લીધે લવજી તેને બચ્ચાંની સાથે મુંબઈ લઈ ગયો નહી હતો પણ તેની ઘણી હુજત છતાં તેને પુણે રાખી ગયો હતો. માટે જાલ કેવો પીલાતો જાયછે તે તેની સાથે વસનારાંઓને નહી લાગ્યું તેટલું જ્યારે બચુંએ બે મહીના પછી તેને પાછો દીઠો ત્યારે બચુંને ઘણુંજ લાગી આવ્યું.

અને તે વખતથી બચું પણ વધારે ને વધારે પીળાતી ગઈ. તેના દુઃખનો ભાર હવે ઘણો વધતો ચાલ્યો અને તે ભાર તલે એ નિર્દોશ નાર ઘણી ચંપાતી ચાલી. તે કાંઇ આજારી નહી હતી. તેને દેખીતું દર્દ કાંઈ નહી હતું. તે ખાતી પીતી હતી—કામ કરતી હતી. બચ્ચાંની ચાકરીમાં જેવી ને તેવી બાહદુર, હીમતવાંન, ખડતલ હતી. પણ તેનું દુઃખ એકજ હતું. તે ગલાતી અને પીલાતી ચાલી હતી. અંદરથી કોઈ રોગ તેને ખાય એમ તે સુકાઇ ગઈ હતી. તે પોતે એ વાત સમજતી હતી. તેની બેહેસતન મા એમજ ગલાઈ ગલાઇને મરણ પામી હતી.

પણ ત્રણ મહીનાના આ બનાવોમાં એટલોજ ફેરફાર થયો નહી હતો. બીજો એક અગતનો બનાવ મરીઅમનાં હાસમ ઘાંચી સાથનાં લગ્ન હતાં. મરીઅમે જમસુની સામે શાક્ષી આપી ત્યારથી પુણામાં તેની નિદા ઘણી વધી પડી હતી. ઘણા લોકો તેને બદ બોલતાં હતાં, તેમ કોઈ વળી તેના હીમાતી પણ હતા. તે પુણેથી નહાસી જવાબાદ દોલી સાથ રહેલી નહી હતી. તેથી કોઇની નજરમાં તેની આબરૂ વધી હતી, અને તે લુછા જમસુની દોસતીમાં રહી હતી તેથી બીજાઓની નજરમાં તેની આબરૂ ઘટી હતી.

વળી જમસુને તેણે પોતાના બાપના ખુનના સંબંધી આજની ઘડીવેર ઉઘાડો નહી પાડયો તેથી કોઈ કેહતાં કે તે ઘણી વફાદાર અને વચન પાળક છે, ત્યારે દોલીની સામે તેણે કારોનરની જુરી આગળ ખુનની જે શાક્ષી પુરી તેથી બીજાઓની નજરમાં તે બેવચ-ની, બેઇમાન અને જુઠા સોગંદ ખાનારી દીસતી હતી.

મરીયંમની તરફેણ કરનારાઓમાં એક તો હાસમ ઘાંચી હતો. વાંચનાર તેને પિછા-ણેછે. જે દહાડે જમસુ પકડાઇ ગયો તે દહાડે એ હાસમ ઘાંચીએ મરીઅમને પોતાની દુ-કાન ઉપર બેસાડી તેની બેહોશીમાંથી શુદ્ધીમાં આણી હતી અને બીજી મદદ કીધી હતી. તેજ વખતથી એ હાસમ મરીઅમને પરણયો એવી ચરચા ચાલી હતી તે ચરચા આ ત્રણ મહીનામાં ઘણી મજબુત થઈ. હાસમે પો-તાને માટે ઘેર વસાવા માડયું હતું, તે ઘેરમાં મરીઅમે પોતાની આગળ બતાવેલી મરજી મુજબ શેઠાણીપણું ચલાવાની પુરતી શરતો કીધી હતી.

ચાકરો રાખવા અને મરીઅમેં તેમને હુકમોજ માત્ર આપવા એ સઘલું હાસમ ઘાંચીએ કબુલ કીધું હતું.

આ જોડું ઠીક બન બેસી ગયું હતું. તેઓ પરણે એ સારૂં હતું. લુછાઓ પરણ્યાથી સુધરેછે. તેઓ કુંવારાપણામાં લુછાઇઓ જારી રાખે તેના કરતાં તેઓ પરણીને ઠેકાણે આવે એ બેહતર છે.

પોતાનાં આ લગ્નની વાત મરીઅમે પોતેજ એક દહાડે લવજી શેઠ આગળ કહી હતી. તે પોતાની બેહેન અમીનાને મોદી કાસ્ટલમાં મળવા આવી હતી. અમીના પણ પેલા ભૂતના ભય પછી માંદીને માંદી ચાલ્યા કરતી હતી. છેલા ત્રણ મહીનામાં એ પણ એક નવો ફેરફાર હતો. મરીઅમ પોતાની બેહેનને મળીને મોદી કાસ્ટલના બાગની બાહેર નીકળતી હતી તેવામાં લવજી સામે આવતો મળ્યો. તેણે મરીઅમને ઉભી રાખી પેહલાં તેના લગ્નની વાતો પુછી—મરીયમની શાક્ષીનું શેશનમાં જે કામ હતું તેથી તેને પટાવી સટાવીને તાઢી મીઠી રાખવાની જરૂર હતી. મરીયમે પોતાના લગ્નની બીના કે-હેવા પછી લવજી સાથ અમીનાની માદગી વીશે વાત ચલાવી.

"સાહેબ, મારી બેહન અમીના આજા-રી ને આજારી કેમ ચાલ્યા કરેછ તે સમ-જાતું નથી! એણે શું મરેખર કોઈ ભુત દીઠો હશે? કેમકે જે દહાડાથી પેલો ભુત એને દેખાયો તે દહાડાથી એ આજારી પડીછ."

"તારી બેહન ઘેલી છે ઘેલી." લવજીએ ખોલાસો કીધો. "અમીનામાં કાંઈ ફેરફાર થયોછ ખરો, પણ શુ ફેરફાર થયોછ તે સમજાતું નથી. હું ઘણુંખી પુછુંછ પણ એ કાંઈ બોલતી નથી."

"અમીનાના મનમાં કાંઈ છુપો ભેદ છે, સાહેબ, અને તે ભેદથી એનાં ભેજા ઉ-પર ભાર પડયોછ, એમ હું ધારૂંછ અને એમ મેં એને કહ્યુંછ બરૂં."

"કાંઇ ભેદ છે ખરો, પણ એ કેહે નહી તો આપણે જાણીએ શું?"

આ વાતચીત ખતમ કરી મરીઅમ પોતાને મકાને ગઈ.

તેનું મકાન તે હાસમનું ઘેર હતું. ગાંધીભાઇ-ની નાનીબાઇએ મરીયમને પોતાની ચાક-રીએથી કાહડી મેળી હતી. એ આ ત્રણ મહીનાનો વળી એક બીજો ફેરફાર હતો. મરીયમ શાક્ષી આપવાની ફરજમાંથી છટકી જવા માટે પોતાની શેઠાની નાનીબાઇ પા-સેથી ખોટે બાહને કેવી રજા લઇ નાહસવા જતી હતી, પણ તેને પોલીસે પકડયા પછી એ હલકી ઓરતની શાક્ષીમાં જે હલકાઈ અને ફજેતી થઇ હતી, તે પછી એ દહાને કોઈ પણ સારૂં માણસ પોતાની ચાકરીમાં રાખી શકે નહી અને તેથીજ નાનીબાઈએ તેને કાહાડી મેળી હતી.

---

## પ્રકરણ ૩૨ મું.

## "શેઠ" અપરાધીનાં અને હોલી શાક્ષીનાં પીંજરાંમાં.

પુણાની શેશન કોર્ટ એક બેડી બાંધણીનું અને સાદું પણ ફુસાદે દિવાનખાનું છે. તે સંગમના શુંદર પુલ ઉપર નદીને કિનારે લીલોતરી ભરેલાં ખેત્રો અને સંત્રા તથા મોસંબીના મબ્બવાશદાર બાગોની વચે સિતલ લેહરભર્યા છાંયા તલે આવેલુંછે.

આ ફુસાદે દિવાનખાનું લોકોની ગીર્દીથી કદાચજ ભરાયછે. પણ શેઠ જમશેદજી મેલાશાહ શેઠ બેહલા બોગાના ઉપર મરનાર હુશેનશાહનું ખૂન કરવાના વાંકની તપાસને દરમ્યાન શેશન કોર્ટનું મોટું દિવાનખાનું લોકોની ઠઠને માટે નાનું પડી ગયું હતું. તપાસ ચાલવાની એક કલાક આગમચથી કોર્ટના દરવાજા બંધ કરવા પડયા હતા અને ઘણા લોકો નાસિપાસ થઇ પાછા ગયા હતા.

પાહાલણજી શેઠ લકવાની કસર છતાં કોર્ટમાં હાજર થયા હતા. તેવણની પદ્વિ પ્રમાણે તેવણને બેંચ ઉપર જગ્યા મળી હતી. લવજીભાઈ લીમલાહેર હાજર નહી હતો, પણ ખાનસાહેબવાલા, તથા ગુમાસતાવાલા, નથા બેહલાબોગાવાલા, તથા ભીખાજી ભરૂચા, ધનજીશાહ ધનાપતિ અને બીજા જાણીતા ખાનદાનવાલા સઘલા હાજર થયા હતા.

સહવારના બરાબર ૧૦ વાગતે જડજે ખુરશી લીધી, પણ તે અગાઉ કોર્ટમાં વાત ચાલી રહી હતી કે છાકટો રામજી "ક્વીન એવીડન્સ" થયોછે અને પોતાનાં અપરાધની માફીના બદલામાં ખરેખરી જુબાની આપવા ઇચ્છેછે.

પોતાનાં પાપના છુપા દંખથી કરડેલો, બખીખાધા સરખો, લેવાયલો, લુટાયલો, સુકાયલો, ગલાઇ ગયલો, એવા પતલા, ફીકા ચેહરાથી "જમશેદજી શેઠ" ને લાવી બંધવાના પાંજરાંમાં ઉભા કીધા કે તમાશગીર લોકો ટીંગાઈ ટીંગાઇને તેને જોવા લાગ્યાં.

જે ધણી આજવેરમાં "શેઠીયા" ની પદવી ઉપર ઉગી નીકલ્યો હતો અને જે જાહેર માણસમાં ગણાતો હતો—જે આજવેર ભભકાથી ફરતો હતો અને વગવાલાંઓ વચે વસતો હતો—જે પોતા ઉપરના આ તોહમત વિષે પણ તરેહવાર પતરાજીની ડીંગો મારતો હતો અને જીતવાનો ફાંકો રાખતો હતો તેનો અંતે આ વડી કોર્ટમાં ગુનેહગારોનાં પીંજરાંમાં દેખાવ જોવાજોગ હતો.

હજી તેની ફીશ્યારી ગઈ નહી હતી. હજી તેણે ડાલ ડમાક જાલવી રાખ્યો હતો. હજી હીરાની વીટી તેને હાથે હતી અને હજી તે વીટીઓવાલી આંગલીવડે પોતાના કપાલ ઉપર હાથ ફેરવવો તેણે જારી રાખ્યો હતો. હજી તે હસતો અને રંગીલો દેખાતો હતો. પણ એ સઘલા ઢોંગ હતા. એ સઘલું બાહેરનું ડાલ હતું. એ સઘલી એક થોડા વખતની કોશેશ માત્ર હતી. એ સઘલાં મરતી વખતનાં ફાંફાં માત્ર હતાં.

"પીંજરાંમાંના બંધવા," કોર્ટના ક્લાર્કે તેને પુછયું "તમારા ઉપર તોહમત મેળવામાં આવ્યુંછે કે તમે તા૰—મે દીને પુણા શેહેરમાં લકરી પુલ પાસેના મેદાનમાં રેહનાર હુશેનશાહ બીન વજુદમીયાં નામના શખસનું જાણીબુજીને ખૂન કીધું. એ અપરાધ વિષે શું કહોછો 'ગીલટી' કે 'નાટ ગીલટી'?"

"નાટગીલટી." બંધવાએ ધ્રુજતા અવાજે જવાબ દીધો.

તુર્તજ ધારા પ્રમાણે આસેસરોનાં નામ પોકાર્યાં અને ઇનસાફનું કામ ચાલ્યું. મુફસીલમાં જુરરોને બદલે આસેસરોની જુરી ભરવામાં આવેછે.

સરકારી વકીલે એક અસરકારક ભાષણ કરી કેસની સઘલી કેફીયત કહી સંભલાવતાં કબૂલ કીધું કે "બંધવાની સામે પોલીસમાં જે શાક્ષી પડીછે તે અધુરી છે

અને એટલીજ શાક્ષી બંધવા ઉપર ખૂનનો ગુનાહ સાબેત કરવા માટે બસ નથી. પોલીસમાં એથી વધારે શાક્ષીની જરૂર નહી હતી. પોલીસમાં તો બંધવા ઉપર ઉપરટપેના પુરાવાથી જુરી આગળ જવા લાયક કેસ છે કે નહી તેટલુંજ પુરવાર કરવાનું હતું. હવે જુરી આગળ વધારે શાક્ષી લાવવાના રહ્યાછે અને ઘણાજ ભરૂસેદાર પુરાવાથી બંધવા ઉપરનો મહા અપરાધ સાબેત કરવાનું હું માથે લઉછું."

ઘણા લોકોમાં એ વિષે શક હતો. પેસુ લવંગિયો તેજ "જમશેદજી શેઠ" છે, એ તો સાબેત થયું. તે મરીયમને મળવા હુસેનશાહને ત્યાં જતો હતો, તેના ખૂનને દહાડે તે ત્યાંજ હતો, ખૂન પછી મરીયમની સાથેજ નહાસી જઇ તે મુંબઇ રહ્યો હતો એ સઘલું ભોપાલું જે હમણાજ જણાયું છે તેઓ સાબેત થયુંછે. પણ તેમાં શું વલ્યું? એ સઘલાંથી કાંઈ જમશુએજ ખૂન કીધું એવું સાબેત થતું નથી. તેને ખૂન કરતાં કોણે દીઠોછે? કોઇ પણ સોગંદ ખાઇને કેહછે કે તે ખૂનમાં એજ પાપી હાથ હતો?

"હા." સરકારી વકીલે કહ્યું કે "તેનાબી પુરાવા છે અને તે પુરાવો ખુદ દોલી હીરાભોગીની શાક્ષીથી હું રજુ કરીશ."

અહીં આ છેલા વાક્યથી સર્વે લોકો દબાઇ ગયાં.

શાક્ષીઓનું કામ ચાલ્યું. આગળા સઘળા શાક્ષી પાછા તપાસ્યા. તે શાક્ષીઓની અતરે વિગત આપવાની જરૂર નથી.

"દોરાબજી પાહાલણજી હીરાભોગીના!" શાક્ષીને માટે આ નામ પોકારવામાં આવ્યું અને લોકોમાં અચંબાની હોહોકાર ચાલી રહી. સર્વે ટીંગાઇને જોવા લાગ્યાં. શાક્ષીનાં બાક્ષ આગળ મોટો ઘસારો થયો અને જડજને ધમકી દેવાની ફરૂજ પડી કે જો લોકો મુગા નહી બેસશે તો કોર્ટમાંથી સર્વેને બાહાર કાહાડવાની ફરજ પડશે.

દોલી જીવેછે? દોલી કયાં છે? લોકોના મનમાં એ વિષે ઘણી અચરતી પેદા થઈ. તેને કોઈ જીવતો માનતું નહી હતું. સર્વે કોઇ તેને વીસરી ગયા હતા.

ઓહા! ખરેખર તેજ ઘણી શાક્ષીના બાક્ષમાં આવી ઉભો, બરાબર બોલીયે તો પોલીસે તેને લાવી ઉભો કીધો. ઓલખનારાઓએ તેને ઓળખ્યો. હા, તે અને તેજ.

અંતે પાંછી ચુપકીદી થઈ અને આ નવાઈ જેવા શાક્ષીની તપાસ ચાલી.

"તમારૂં નામ શું?"

"મારૂં નામ દોરાબજી પાહાલણજી."

"પાહાલણજી શેઠ હીરાભોગીનાના તમે દીકરા થવો?"

"હું તેવણનો એકપુરો દીકરો છું."

"તેજ કે જેના ઉપર મરનાર હુસેનશાહના ખૂનનો વાંક કોરોનરની જુરીએ મુકેલોછે?"

"હું તેજ છું."

"ત્યારે તો તમોને હું ચેતવણી આપુંછ." અંહી જડજ વચે બોલ્યો "કે તમારી ઉપર કાંઇબી દોશ લાગુ પડે એવા કશા પણ જવાબો આપવાની તમારે માથે ફરજ નથી."

"સાહેબ, મને જે પુછશો તેનો ખોદાને હાજરનાજર જાણી સાચેસાચો જવાબ આપવાના મેં સોગંદ લીધાછે અને ખરેખરૂં કેહવાને હું બંધાયલોછું."

"આ બંધવાને જુવો. એને તમે ઓળખોછો?"

"હા સાહેબ." દોલીએ બંધવા તરફ ફરીને જવાબ દીધો.

"એનું નામ શું?

"એને હમણા લોકો 'જમશેદજી શેઠ' કેહેછ. હું એને પેસુ લવંગિયાને નામે ઓળખતો હતો."

"હુસેનશાહના ખૂનની સાંજ તમોને યાદ છે?"

"હા સાહેબ."

"તે ખૂનની સાંજે તમે હુસેનશાહના ઘેર તરફ હાજર હતા?"

"હા સાહેબ."

"તે દહાડે શું બન્યું તે કહો."

દોલીએ સઘલો હેવાલ માંડીને કહ્યો. જે હેવાલ વાંચનાર જાણેછે. જે હેવાલ લવજી આગળ અને શીરીન આગળ તેણે ઘણીવાર કહેલોછે તે હેવાલ તેણે કોર્ટને કહી સંભળાવ્યો. હુસેનશાહના માગ્યા ઉપરથી પોતાની બંદુક તે બુઢાને માટે લઇને દોલી તેને ઘેર ગયો અને ત્યાં મરીઅમે કામનું બાહનું કાહાડી તેને ઘેરમાં દાખલ નહી કીધો, પણ તે વખતે પેસુ લવંગીઓ અંદર આવેલો હતો એવો વેહમ જવાથી દોલી જ્યારે મરીયમને બંદુક આપી પાછો ફર્યો ત્યારે પાધરો પોતાને ઘેર નહી ગયો, પણ દૂર એક ઝાડના ઓથામાં જઇ ઉભો, તે ખામખા પેસુ લવંગિયો અંદર આવેલોછે કે નહી તે વિષે અગરજો તે બહાર નીકલે તો પોતાની ખાતરી કરવા ઉભો, પણ વીકાજીએ તેને ત્યાં સંતાયલો દીઠો અને જ્યારે પુછ્યું કે 'અંહી સંતાઇને કેમ ઉભોછ?' ત્યારે શાક્ષીએ તેને ઉડાવ્યો, ત્યારથી તે છેલે બંદુકનો બાર સંભલાયો અને તુર્તજ પેસુ લવંગિયો હુસેનશાહના ઝુપડાંમાંથી નીકલીને ગભરાટમાં નહાસવા લાગ્યો તે સઘલી બીનાં દોલીએ નજરે જોયલી કહી અને આખી કોર્ટે દંગ થઇને એ બીના સાંભળી. ત્યાર પછી વળી દોલી હુસેનશાહના ઝુપડાંમાં જોવા ગયો જ્યાં હુસેનશાહને મુવેલો દીઠાથી અને તેનીજ પાસે પોતાની બંદુક પડેલી દીઠાથી રખે પોતાના ઉપર ખૂનની ખોટી કાંતી આવે તેના ગભરાટમાં દોલી પોતાની બંદુક ઉપાડી લઇને નહાસવા જતો હતો, તેવામાં છાકટો રામજી અને વીકાજી આવી લાગ્યા, તેઓએ તેને ગભરાટમાં નહાસતો દીઠો તેથી દોલી પોતાની બંદુક ત્યાંજ પાછી ફેંકી દઇ નહાસી ગયો, અને પછી વીકાજી તથા રામજીએ શાક્ષીના સામે શક બતાવ્યાથી એ દોલી ખોટાં તોહમતના ડરથી છતાં નિર્દોશપણે પુણું છોડી નહાસી ગયો અને તેની ગેરહાજરીમાં ઉપલા શાક્ષીઓના કેહવાથી કારોનરની જુરીએ તેને ખૂનનો ગુનેહગાર ઠરાવ્યો, એ સઘલું શાક્ષીએ કહી સંભલાવ્યું.

"સાહેબ, હું મારા હીચકારાપણાથીજ નાહક ખૂનનો ખોટો ગુનેહગાર ઠર્યોછું." દોલીએ જડજના પુછવાનો જવાબ દીધો. "હું કબૂલ કરૂંછ કે મને એટલો ગભરાટ કરવાનું કારણ નહી હતું. પણ તે વખતે કશું સુજ પડયું નહી. જ્યારે મેં જોયું કે પેસુ લવંગિયો તો ખૂન કરીને નહાસી ગયો અને વળી મારીજ બંદુક હુશેનશાહના મુડદાં પાસે પડેલી હતી, એટલુંજ નહી પણ હું ત્યાં અચબુચ અને ગભરાયલો જઈ લાગ્યો તથા ત્યાં વળી બીજાઓને આવતાં જોયા ઉપરથી ગભરાટમાં બંદુક પાછી ફેંકી દઇ હું નહાસવા લાગ્યો અને તેવી હાલતમાં મને બીજાઓએ દીઠો, જેઓએ વળી તે વખત અગાઉ મને ઝાડતલે સંતાયલો દીઠો હતો, એ સઘલા બનાવો ઉપરથી મને મજબુત ભય પેઠો કે ખૂનનો ખોટો બટો અને બદનામી મારી ઉપર આવશે, એવા ભયથી હું નહાસી ગયો અને અંતે જ્યારે તેમજ થયું એટલે કે વીકાજી અને રામજીની ખોટી શાક્ષી ઉપરથી જુરીએ જ્યારે મનેજ તકસીરવાર ઠરાવ્યો ત્યારે હું જ્યાં નહાઠો હતો ત્યાંજ ભરાઇ રહ્યો અને આજવેર મેં વગર વાંકે દેશનીકાળપણું ભોગવ્યું."

અંહી દોલીની શાક્ષી પુરી થઈ, પણ શાક્ષીસ્થાન છોડી જવા અગાઉ દોલીએ એક ખોલાસો કરવાની રજા માંગી અને બોલ્યો કે "અગરજો ખુદ ખોદાની આગળ મારે શાક્ષી પુરવી હોત તો મેં આજે જે કાંઈ કહ્યુંછે તેજ કેહેત. મરીઅમ સાથના મારા સંબંધથી લોકોમાં મને ડાઘ લાગ્યોછે, પણ હું કહુંછ કે મરીયમ સાથ હું કોઈબી રીતે ખરાબ થયો નથી. તેને હું માત્ર ભોલા પ્યારથી ચાહતો હતો અને પછવાડેથી તેની સાથ પરણવાની ઘેલી ઉમેદ મારા મનમાં હતી. પણ હું સોગંદ ઉપર કહુંછ કે બીજી કોઈ રીતે હું બીગડયો નહી હતો. મારો

ધાંક એટલોજ થયો કે આ ઓરત સાથ પરણવાનો પેલો લોભ મેં કીધો. અને તે વળી મારા બાપની હરસે ભુંડો લોભ મેં કીધો. તેની મેં જે સજા જોઇછ તે પુરતી છે."

દોલીનાં આ સઘલાં નિર્દોશપણાના એકરારથી કોર્ટના મન ઉપર મજબુત અસર થઈ. વકીલ બારીસટરો, આસેસરો, તમાશગીરો સર્વે પોતપોતામાં વાતો કરવા પડયા, પણ તેઓની ગડબડમાં પેલા પાહાલણજી હીરાભોગી—આ દુખી શાક્ષીના દુખી બાપ—ના તરફ કોઇનુંબી ધ્યાન ગયું નહી. તેવણ ઉપર સહુથી મજબુત અસર થઈ હતી. તેવણ પોતાના નિર્દોશ દીકરાને નાહેક સતાવવાની મોટી એજાલતમાં પોતાની ભરાઈ આવેલી છાતીથી ડુસકે ડુસકે ડીબો તાણતા હતા, પણ તે કોઈ જાણતું નહી હતું.

એ રીતે દોલીની શાક્ષીએ ગમે એટલી અસર કીધી, પણ તે અસર થોડીવારની હતી. દોલીની ઘણી ઉલટપાલટ તપાસ ચાલી અને તેમાં તેનું આગલું બોલેલું જરાબી ઉલટાયું નહી. અંતે દોલીની શાક્ષી પુરી થઈ અને તેથી આ મુકદમા ઉપર ઘણું નવું અજવાલું પડયું.

પણ એ અજવાલું પુરતું નહી હતું. બંદુકનો બાર થયા પછી બંધવો હુશેનશાહના ઝુપડાંમાંથી નહાસતો જણાયો તેથી તેણેજ ખુન કીધું એ કેમ ઠરે? જે મીસાલે દોલી ગભરાટથી નહાસભાગમાં પડયો તેજ મીશાલે બંધવો પણ માત્ર ગભરાટનો મારયોજ નહાસી કાં નહી ગયો હોય?

સરકારી વકીલે વધારે પુરાવા આપવા આગમચ મરીઅમને ફરીથી બોલાવીને કેટલાક સવાલ પુછવા માગ્યા. મરીઅમની શાક્ષી લેવાઇ ચુકી હતી, પણ કેટલીક બીના જે દોલીની આગમચ તેને પુછવા જોગ નહી હતી તે હવે દોલીની જુબાની લીધા પછી તેને પુછવાની અને તેને મોહડે કબુલાવાની જરૂર હતી.

મરીઅમે કબુલ કીધું કે દોલી તે દહાડે સાંજે તેને મળવા આવ્યો ત્યારે તેને પાછો વાળવાનો સબબ એટલોજ હતો કે તે વખત બંધવો આવેલો હતો અને જો દોલી તથા બંધવો બેહુ એકઠા થયા હોત તો તેઓ વચે બચીત મારામારી થાત. બંદુક દોલી મરીઅમને આપી ગયો, તે બંદુક મરનાર હુશેનશાહે પોતે પોતાના શીકારને માટે માગી હતી, તેજ બંદુક મરનાર તરફ ફોડવામાં આવી હતી એ સઘલું મરીઅમે કબુલ કીધું.

---

## પ્રકરણ ૩૩ મું.

## ગીલ્ટી!

અને હવે શાક્ષી "રામજી નારણજીને બોલાવો."

તુર્તજ રામજી નારણજીને પોલીસે હાજર કીધો. તે કોઈજ નહી પણ છાકટો રામજી હતો. તે "ક્વીન એવીડન્સ" થવાની વાત બરી હતી.

તે શાક્ષી દાખલ આવી ઉભો કે બંધવા 'જમશેદજી શેઠ' નો ફીકો ચેહરો વધારે ફીકો પડયો. દોલીના આવ્યાથી તે જેટલો દંગ થયો તે કરતાં રામજીના આવી ઉભાથી તે વધારે દંગ થયો. દોલીના આવ્યાની તેને વકીજ હતી કેમકે દોલી મરી નથી ગયો પણ જીવતો છે તે એ જાણતો હતો. એણે દોલીને એક બે વાર આગલ અચબુચ દીઠો હતો અને તેઓ વચે ધુરકાધુરકી થઇ હતી અને તેથી બંધવાએ નનામા કાગલોથી દોલીના બુઢા બાપને ભડકાવ્યો હતો, તે વાંચનાર ભુલી ગયાં નહી હશે. માટે જ્યારે પોતાના પાપનો ઘડો ફુટયો અને પોતાનું આવી બન્યું ત્યારે દોલી મારૂં પાપ

પુરવાર કરવાને હાજર થશે એટલી તો છુછા જમસુને પકી વકી હતી અને તેમ બન્યું.

પણ છાકટો રામજી, તેનો છુપો જાસુસ અને મસલતિઓ છેલી ઘડીએ ફરી જઈ તેને દગો દેશે એ તો બંધવાના સ્વપ્નામાં પણ નહી હતું.

રામજીની શાક્ષીનો સાર નીચે આપ્યે છીએ.

"મારૂં નામ રામજી નારણજી છે. હું કાંઇ ધંધો કરતો નથી. હું પાંચ છ વર્ષ પરદેશમાં ચાકરીએ ગયો હતો ત્યાંથી હમણાજ આવ્યોછું. હું બંધવાને ઓલખુંછું. તેને આજ પંદર વર્ષની મારી સાથ પિછાણ છે?"

"એનું નામ શું 'જમશેદજી શેઠ' છે?"

"એ નામ તો મેં હમણાજ, પરદેશાથી આવ્યા પછી જાણ્યુંછે. 'જમશેદજી શેઠ' ના નામથી લોકો એને બોલાવતા તે છેલી શરતમાં જોઇને હું અચરત થયો હતો. ત્યારેજ મે જાણ્યું કે એણે નામ બદલ્યુંછે અને એ 'શેઠ' થયોછે. તેની અગાઉ તો હું એને પેસુ લવંગિયાને નામે ઓલખતો હતો. એ મરનાર હુસેનશાહને ત્યાં આવતો હતો. હું પણ ત્યાં જતો હતો. તે વખતથીજ એનું નામ પેસુ લવંગિયો કરીને હતું. હુશેનશાહના ખૂનનો દહાડો મને યાદ છે. તે દહાડે હું લકરીપુલ તરફના મેદાનમાં હુસેનશાહના ઘેરની અંદર અને બાહેર હતો. છેલો શાક્ષી દોલી ખાંધે બંદુક મારીને પોતાના ઘેર તરફથી હુસેનશાહના ઝુપડાંમાં ગયો તેને મેં જતાં દીઠો હતો.

"દોલીએ તમોને જોયા હતા?"

"નહી. તે મને જોઇ શકેજ નહી. હું ઝાડીની પછવાડે હતો અને દોલી રસતા ઉપરથી ચાલી ગયો. તે હુસેનશાહના ઝુપડાંની અંદર જવા કરતો હતો, તેવામાં ઝુપડાંનાં બારણા ઉપરજ મરીઅમ અંદરથી નીકલી આવી. તે બાહાર આવી તથા ઝુપડાંનુ બારણું બંધ કરીને બારણું ધરી રહી તથા પોતે વચમાં આડી ઉભી—જાણે કે દોલીને અંદર જતી અટકાવતી હોય. દોલીએ તેની સાથ કાંઈ વાતો કીધી, પણ તે મને સંભલાઈ નહી. એ પછી દોલીએ પોતાની બંદુક મરીઅમને આપી તે લઇ તે અંદર ગઈ અને દોલી બારણા ઉપરથી પાછો ફર્યો. તે પછી કેટલેક વારે ઝાડોના ઝુમખા વચેના એક ઝાડની પછવાડે દોલીને મેં સંતાયલો દીઠો. એ વખતે હું દોલી કરતાં ઝુપડાંની વધારે નજદીકમાં હતો. મારા કરતાં દોલી વધારે દૂર સંતાયલો હતો. તે રસતાની બાજુએ સંતાયલો હતો અને જાણે રસતા ઉપરથી કોઇને જોવા ઉભો હોય તેમ ઉભેલો હતો. હું વિચારમાં હતો કે એ ત્યાં શું કામ ઉભો હશે, તેવામાં મને બંદુકનો બાર સંભલાયો. તે બારનો આવાજ હુસેનશાહના ઝુપડાં તરફથી આવ્યો—"

"સબુર કરો શાક્ષી—પેહેલાં કહો કે આ બંદુક શું દોલીએ ફોડી હોય?"

"નહી. દોલી તો એ વખતે ઝુપડાંથી ઘણો દૂર હતો અને તેના કરતાં હું ઝુપડાંની વધારે પાસે હતો. બંદુકનો અવાજ તે ઉભો હતો ત્યાંથી નહી પણ ઝુપડાં તરફથી આવ્યો હતો. એ શું બન્યું તે હું સમજી શકયો નહી. હું માત્ર જ્યાંથી આવાજ આવ્યો તે બાજુએ અમસથો જોવા ગયો. હું ઝુપડાં તરફથી જતો હતો તેવામાં બંધવો ઝુપડાંની અંદરથી આવતો જણાયો. તે ઘણોજ ગભરાટમાં હતો. ઉતાવલમાં હાંફતો હતે. મેં તેને દોડી જતો અટકાવ્યો. તેણે મારા હાથમાંથી છુટીને નાહસવાની કોશેશ કીધી તેણે મને માર્યો અને તોડી પાડવાની કોશેશ કીધી. પણ હું બંધવા કરતાં જોરાવર માણસ હોવાથી મેં તેને મજબુત પકડી રાખ્યો. જ્યારે જોયું કે નહસાતું નથી ત્યારે બંધવો મારી આગળ રડી પડયો અને મારી આગળ તેણે સઘલો ગુનાહ કબૂલ કરી દીધો. મેં તેનો હાથ પકડયો અને પુછ્યું કે 'ઉભો રેહ, ઉભો રેહ, ક્યાં જાયછ? આ બંદુક તેં ફોડી કે?'—તેણે જવાબ દીધો—"

"શાક્ષી, સબુર કરો." જડજે રામજીને અટકાવી પુછ્યું "આ પ્રમાણે તમે બંધ-

વાને જે સવાલો કીધા તે કાંઈ શક ઉપરથી કે અમસથાજ કીધા?"

"બંધવા ઉપર શક લાવવાને એક પળ અગાઉ મને જરાબી કારણ નહી હતું સાહેબ" શાક્ષીએ વધાર્યું, "પણ તેના ગભરાટ ઉપરથી મને અચબુચ વેહેમ ગયો અને તેથી મેં એને પુછ્યું."

"અને શું પુછતાંનેવાર એણે અપરાધ કબુલ કીધો?"

"નહી સાહેબ. મેં આગળ જણાવ્યુંછે તેમ પેહલાં તો એણે મારા હાથમાંથી નહાસવાની તજવીજ કીધી. તેણે મને આચકો મારી તોડી પાડવા કીધો, પણ હું એના કરતાં જોરાવર છું અને તેથી અંતે તેણે મને વેચતો લેવાનું બેહતર ધાર્યું. તે બોલ્યો 'રામજી, આ વાત છુપી રાખજે અને હું તુંને નેહાલ કરીશ. તે છુપી રાખવા જોગ રીતે હું તુને વરતાવીશ. આ મેં જે કર્મ કીધુંછ તે આગમચથી ધારીને કીધેલું નથી, અચબુચ જુસામાં આવીને કીધુંછ.' એમ કહી પોતાનો જે બીજો હાથ છુટો હતો—એક હાથ તો મેં ધરી રાખ્યો હતો—તે હાથે એણે પોતાના ગજવામાંથી પોતાની થેલી કાહડી અને રૂ૫૦ ની નોટ મને આપી અને પાછું બોલ્યો કે 'રામજી, જે કીધું તે હવે નહી કીધું થવાનું નથી. તેં મને આજે અંહી દીઠોછ તે બીજાઓ આગળ બોલ્યાથી મરનાર જીવતો થવાનો નથી. મારી ખરાબી થશે પણ તારૂં કાંઈ ભલું થવાનું નથી. તેના કરતાં તું ચુપ રેહશે તો તારૂં ને મારૂં બેહુનું સારૂં થશે.' મેં નોટ મારા ખીસામાં મુકી. બંધવાએ મને પુછયું કે 'રામજી, વચન આપ, કોઈ આગળ બોલશે કે?' મેં વચન આપ્યું ને કહ્યું કે નહી બોલીશ. બંધવો શું બોલછે, કોણ મરી ગયોછે તે વિષે હજી સુધી મને કશી ખબર નહી હતી. હુસેનશાહ મરી ગયોછે એ વાત તો હજી હું જાણતો નહી હતો. બંધવો એટલું થોડું બોલ્યો, એટલું ઉતાવલે બોલ્યો કે કાંઈ ખાડું થયુંછે એટલુંજ હું સમજી શકયો. બંધવો એટલીજ વાત કરીને તુર્ત મારી આગળથી નહાસી ગયો. થોડી મિનિટમાં મને કોઈનાં પગલાં સંભળાયાં. હું ઝાડમાં સંતાઈ ગયો. તે દોલીના હતાં. દોલી ઝુપડાંમાં ગયો અને હું તુર્ત ઝાડ પછવાડેથી બાહેર મેદાનમાં નીકલ્યો. જરાવારમાં દોલી ગભરાટથી નહાસતો ઝુપડાંમાંથી પાછો આવ્યો. મેં તેને થોભાવ્યો ત્યારે તે બોલ્યો કે 'પેલો લુછો કયાં છે?' મેં પુછ્યું કે 'કોહો લુછો?'—'પેલો લવંગિયો.' દોલીએ કહ્યું 'મારી ખાતરી છે કે તે આ કરપીણ કરમ કરી ગયોછે. તે હમણાં અંહીથી નહાઠો. રામજી, તેં તેને દીઠો?' મેં ના પાડી, પછી હું ઝુપડાંમાં ગયો અને જોવુંછું તો હુસેનશાહનું ખુન થયલું હતું."

"ત્યારે રામજી, એક ઘોર મહાપરાધ છુપાવવાને તમેં લાંચ લીધી?" સરકારી વકીલે આ શાક્ષીની સેવટે તેને તાણાબોરો સવાલ પુછયો.

"મેં લાંચ લીધી અને તે મોટા પશ્ચાતાપ સાથ હું કબુલ રાખુંછ, સાહેબ. પણ મેં વગર વિચારે આ લાંચ લીધી, સાહેબ. એ લાંચ મને આપી ત્યારે હું કસમ ખાવુંછ કે તે મને શું કામ આપી તે હું જાણતો નહી હતો. કાંઈ અપરાધ છુપાવવાની એ લાંચ હતી ખરી પણ શા અપરાધની તે લાંચ હતી તે એ લાંચ લેતી વેલા મેં જાણયું નહી હતું. તે અપરાધ તો મેં બંધવાના જવા પછી જાણયો. અગરજો મને ખબર હોત કે આતો ખુની કસાઈપણું છુપાવવાની લાંચ હતી તો હું એ નાણાને હાથ નહી લગાડત. પણ તે વખતે, સાહેબ, હું નાણાનો ગરજાઉ હતો. મજુરી કરતાં છ મહિને હું ૫૦ રૂપીયા પેદા કરી શકું નહી તે એકી રકમે મળ્યાથી હું લલચાયો. જ્યારે મેં જોયું કે બિચારા દોલી ઉપર ખોટો વાંક આવ્યો ત્યારે મને ઘણી આનાકાની લાગી અને હું કેવો પાપી છું તેના ખ્યાલથી હું ઘણોજ ખવાઈ જવા લાગ્યો. મેં આ પૈસાને કાંઈ એકસો વખત શ્રાપ દીધા હશે. દોલી ઉપર નાહક કાંતી આણવાના બોજા તલે આજ બાર વર્ષો થયાં હું દબાઈ ગયોછું."

"અપરાધ કબૂલ કરી તે બોજો ઓછો કાં નહો કીધો?"

"પછવાડેથી અપરાધ કબૂલવામાં મેં કાંઈ ફાયદો જોયો નહી. દોલી જીવતો છે એમ જો હું જાણત તો કદાચ તેની દયાથી હું પીગલી ગયો હોત. પણ દોલીને હું મુવેલો સમજતો હતો તો હવે પછવાડેથી પાપ કબૂલ કરવામાં મેં કાંઈ અર્થ જોયો નહી."

દોલીની ઉલટપાલટ તપાસ પ્રણીજ શાબ્બત ચાલી હતી, તેના કરતાં રામજીની વધારે શખ્તાઈથી બંધવાના બારિસ્ટરે ઉલટપાલટ તપાસ ચલાવી.

પણ ખરૂં હોય તો ઉલટપાલટ તપાસમાં વધારે ખરૂં પડેછે.

આ સઘળી તપાસને દરમ્યાન જડજે રામજીને માત્ર એકજ બોલ કહ્યો. "શાક્ષી, હું દુખી થાઉછું કે તેં દોલીના નીર્દોશપણાના પુરાવા આટલાં વર્ષો સુધી છુપાવી રાખ્યા."

નિર્દોશ દોલીના નિર્દોશ બાપ પાહાલણજી બેંચ ઉપર બેઠેલા હતા તેણે રામજીના આ એકરારથી એક સરદ હાય નારી.

ફરિયાદી તરફની તપાસ પુરી થઈ.

બંધવાના દોસતોની વઠીક બંધવાના અપરાધ વિષે ખાતરી થઈ.

જે લુચ્ચાઓ આ પાપી બંધવાની પક્ષ તાણતા હતા તેઓને મોટી શરમીંદગી સાથ નીચું જોવું પડયું. જે મતલબિયા માતબરો પોતાના પાપથી મેળવેલા પૈસા આ ગુનેહગારના પાપી બચાવમાં ખરચવા નીકલ્યા હતા તેઓના પાપી પૈસા નરકમાં જવા લાયક હતા તે નરકમાંજ ગયા. જે નીચ નિંદાખોરોનું જીવતરજ નિર્દોશ માણસોની નિંદામાં નીભે છે અને જેઓ નિંદા ઉપરજ પોતાનું પાપી ગુજરાણ ચલાવેછે તે નાલાયક નાપેકારો એક અપરાધીને ખરા અપરાધમાંથી છોડવવાની પાપી મતલબમાં ઉંધા પડયા, અને બિચારા એક નિર્દોશની પાક આબરૂ ઉપર ખોટો ડાઘ લગાડવાની ઘાતકી કોશેશમાં તે મતલબિયા મુજીઓએ નાસિપાસી સાથ પોતાનું દોજખી શીર જીવતાં જીવતજ દોજખની રાહ ઉપર ધર્યું.

બંધવાના શાક્ષી કોઈ નહી હતા. એ પાપીએ અને તેના પાપી પક્ષકારોએ આબરૂદાર શાક્ષીઓના પુરાવા લાવવાની પતરાજીખોર દીંગો તો ઘણી મારી હતી, પણ તે સઘળી પતરાજી પોકલ નીવડી અને બંધવાના છુટકારાનો આધાર એકલા તેના બારિસ્ટરની બાહોશી ઉપરજ લટકી રહ્યો.

પણ ગમે એવો કાબેલ બારિસ્ટર ખરાંનું ખોટું કેમ કરી શકે? તેણે ઘણું માથું ફોડયું—ઘણી કીમતી દલીલો આણી, ઘણી મંતરી ભરેલી તરકો ચલાવી, શું શું પુરાવા હજી રહી ગયાછે તે ચબરાકીથી દેખાડયું—પણ તે હીમાયતીની સઘલી હીમાયત બારિસ્ટર દાખલના તેના ખીસ્સામાંજ રહી અને કોર્ટ ઉપર કશી અસર થઈ નહી.

જડજે જુરી (આસેસરો) ને લંબાણથી "ચાર્જ" આપ્યો. તે "ચાર્જ" ની સઘલી વલણ બંધવાની વીરૂધમાં હતી.

આસેસરો એક જુદા ઓરડામાં વિચાર કરવા ગયા. પણ તેઓને ૦। કલાકથી વધારે વાર લાગી નહી. તેઓ જે ઝડપથી પાછા આવ્યા તેજ કહી આપેછે કે તેઓને અભિપ્રાય બાંધવો મુશકેલ નહી હતો.

આખી કોર્ટે ચુપકીદી ભરેલી ગંભીરતા પકડી હતી. ટાંચણી પડવાનો અવાજ સંભળાય એટલું ગુપચુપ થઇ ગયું હતું.

સર્વેની ઇનતેજારી ભરેલી આંખોની વચે "શું કહોછો, ગૃહસ્થો, બંધવો ગીલ્ટી કે નાટ ગીલ્ટી?"

એ સવાલના જવાબમાં જુરીના પ્રમુખે એકજ શબ્દમાં જવાબ વાળ્યો કે,

"ગીલ્ટી!"

એ ઉપરાંત જુરીનું કાંઈ કેહવું હોય માટે જડજ જરા થોભ્યો. પણ ના—જુરીને કાંઈ કેહવું નહી હતું.

અને હવે જડજે ઘણાજ ગંભીર આવાજથી પુછ્યું કે "બંધવા! ફાંસીની સજા

તુને કાં નહી કરવા તેના બચાવમાં તારે કાંઈ કેહવું છે?"

ધારા પ્રમાણેના આ સવાલ ઉપરથી સર્વેની નજર બંધવા ઉપર ગઈ.

તે નીચું માથું નાખીને, પોતાના પાપી ચેહરા ઉપરની શરમીંદગી ઉપર પોતાનો પાપી હાથ ઢાંકીને ઉભો હતો.

વાંચનાર, અગરજો તમે આ વેલા હાજર હોત તો જાણો કે એ પાપીના પાપે આ વખતે તેના કેવા અવતાર કીધા હતા!

"નામદાર જડજ સાહેબ," તે મરી ગયલા આવાજથી બોલ્યો "મારાં પાપે મને માર્યોછે અને હું આપ નામદારની દયાને આધારે ઉભોછું."

અને હવે ઇનસાફનો વારો આવ્યો.

જડજે ફાંસીનો સેનટેન્સ માર્યો.

"બંધવા! ઘણાજ ખુલ્લા અને વગર સંદેહના પુરાવાઓથી તું એક મહાપાપનો અપરાધી ઠર્યોછે. હુસેનશાહ બીન વજુમીયાંનું જાણીબુજીને ખૂન કરવાનો ગુનાહ જુરીએ તારા ઉપર સાબેત કીધોછે, અને જુરીના એ ચુકાદા સાથ હું પુરતો એકમત થાઉંછું. તેં એક નિર્દોશ, બેગુનાહ, બુજર્ગ માણસનો જીવ લીધો એમાં કશો શક રહ્યો નથી—તારૂં એ જંગલી, ઘાતકી, પાપી કર્મ તેં પોતે કબૂલ કીધુંછે. તારા ધારાના હીમાયતીએ તારા બચાવમાં કહ્યું કે તું એક ગૃહસ્થ છે, આબરૂદાર ખાનદાનનો નબીરો છે અને વગવાલા તથા આગેવાન શેહરીમાં ખપેછે. તારા એ દરજજાને લીધે તારા આ મહાપરાધમાં ઘટાડો નહી પણ વધારો થાયછે. એક આગેવાન અને આબરૂદાર શેહરી દાખલ તેં બીજા શેહરીઓને સારો દાખલો આપવો જોઇયે—તેં તો અપરાધ કરવા નહી પણ અપરાધને અટકાવવા જોઇયે. પણ આ તપાસને દરમ્યાન ઘણી શાક્ષી એવી પડીછે કે જેથી તું એક લુછો, ઠગારો અને ગૃહસ્થપણાંનો માત્ર ડોલઘાલુ ઠરેછે. તેં આબરૂદાર કુટુંબોનાં ઘેર માર્યાંછે, તેં કુલવાન નારીઓની લાજ લુટીછે, તેં પેસાના લોભે જુગારી ધંધા અને ફીસાદખોરાં કામો ચાલુ રાખ્યાંછે અને પાપી હવસને ભોગ થઈ તેં આ મરનાર ગરીબ મુસલમાનનું તેની બેવકુફ બેટી ઉપરની બદનજર સારૂ નાહક ખૂન કીધુંછે. પણ આ ઠેકાણે મને બોલ્યા વગર ચાલતું નથી કે આ કરપીણ કસાઈપણામાં તેં તારો પાપી હાથ બોલ્યા છતાં વળી એ પાપનો બોજો તેં પારકા પણ નિર્દોશ માણસને મુ.થે રેહવા દીધોછે અને એ રીતે બિચારા બેગુનાહ દોલીને તેં તારા પાપની સજામાંથી છટકી જવા સારૂ આજ બાર વર્ષ થયાં દેશનિકાળપણામાં ભટકવાનું કીધું છે. તેં બિચારા હુસેનશાહનો જીવ લીધોછે, પણ આ દોલીનું તો તેં જીવતાંજીવત મોત આણ્યુંછે. કોઇનો માલ મતા લુટવો તેના કરતાં એક નિર્દોશ માણસની હોરમત લુટવી એ વધારે મોટું પાપ હું સમજુંછું. તેં તારો અપરાધ હીચકારાપણાથી બિચારા એક બેગુનાહ જુવાન ઉપર પડવા દીધોછે અને તારાં પાપ સારૂ એક નિર્દોશ માણસની પાક આબરૂ અને પાક લાજ તેં લુટાવા દીધીછે. પણ હુસેનશાહનો વગર વાંકે જીવ લઈ તે બિચારાને હંમેશાગીમાં હડસેલી આપવાનાં તારાં પાપનો બદલો હવે તારા પોતાના જીવથી તુને આપવો પડશે, માટે તુને સેવટની શિખામણ મારે એટલીજ દેવીછે કે હવે તારી જીંદગાના જે બાકીના થોડા દિવસ રહ્યાછે તે દિવસ તારાં આ પાપના પસતાવામાં ગુજારજે અને એક હાથ ઉપર બિચારા હુસેનશાહને તથા બીજા હાથ ઉપર બિચારા હીરાભોગીને તેં જે હલાકી પોંહચાડીછે તેના બદલામાં હમણાં તુને મળતો સેનટેન્સ ખતમ થવા બાદ જે વધારે મોટી શિક્ષા તે સાહેબને ત્યાં તારે માટે બાકી છે તે શિક્ષાની માફી ચાહવામાં તારો એ વખત ગુજારજે. હવે તુંને શિક્ષા એજ કરૂંછું કે તુંને જ્યાંથી લાવ્યા ત્યાં પાછો લઈજવો અને પછી નામદાર સરકાર ઠરાવે તે દિને તુને ફાંસી દેવાના લાંકડાં ઉપર લઇ જવો અને તારો જીવ જાય ત્યાં સુધી તુંને ગરદનમાં-

થી લટકાવી રાખવો. ખોદા તારા રૂહ ઉપર દયા કરો!"

કોર્ટ બરખાસ્ત થઈ. તુર્તજ બંધવાને તેના પીંજરાંમાંથી કહાડી લઈ જવામાં આવ્યો.

અને હવે લોકોએ "આપણા મી° જમશેદજી શેઠ"ની જરાબી દરકાર કીધી નહી.

"એ એના પાપે મુવો!" સર્વે કોઈ કેહવા લાગ્યા.

"કેસમાં દમ નથી."—"પુરાવો શો છે?"—"સાબેત કેમ થશે?" એવો બકબકારો કરનારાઓ હવે સમજ્યા કે પુરાવો ખરેખર મોટો હતો અને કેસ મજબુત હતો.

તપાસને દરમ્યાન જેમ જેમ પુરાવા ઉપર પુરાવો નીકળતો ગયો તેમ તેમ શંકાશિલ લોકોની શંકા નહાસતી ગઇ અને ઉપલો બકબકારો કરનારા બંધ પડયા. આગળ જતાં આ કેસનું સેવટ એવુંજ આવવાની સર્વે વકી રાખવા લાગ્યા. માટે જ્યારે સેવટ આવ્યું ત્યારે કોઇને પણ નવાઈ ઉપજી નહી.

---

## પ્રકરણ ૩૪ મું.

## ખુશાલીની જગ્યાએ ગમગીની.

કોર્ટ બરખાસ્ત થવાની આગમચ દોલીને બેગુનાહ ઠરાવી છોડી મુકયો. તેર વર્ષ ઉપર તેને કારોનરની જુરીએ ખુનના વાંકનો તકસીરવાર ઠરાવ્યો હતો. તે વાંકમાંથી તેને છોડી મેળવાને કોર્ટનો હુકમ જોઇતો હતો. હુકમ થયો એટલે દોલી—દેશનિકાળ થયલો, હારમાર થયલો, ઢકેલામાં પડેલો, બત્રીસીએ ચહડેલો દોલી—એકવાર પાછો સ્વતંત્ર થયો.

અને હવે લોકોએ "જમશેદજી શેઠ"ના કરતાં દોલીની વધારે કનવાર કીધી. સર્વે લોકો તેની આસપાસ ટોળે વળી ઉભાં અને ચોમેરથી તેને મુબારકબાદી આપવા લાગ્યાં. સગાં વ્હાલાંઓ તેને ભેટયાં, દોસ્તો શેકહેંડ કરવાના હાથ આપવા લાગ્યા. જેઓ દોલીને ગુનેહગાર ધારતા હતા તેઓ પુરા પસ્તાવા ભરેલી રીતે પોતાના તે સઘલા ધિકારનો બદલો માનથી વાલવા લાગ્યા. દોલી ગુનેહગાર નહી હતો, પણ તે બેગુનાહને સતાવનારા લોકો ગુનેહગાર ઠર્યાં.

પાહાલણજી શેઠ હીરાભોગી હજી બેંચ ઉપરજ બેઠલા હતા, અને જ્યારે દોલી સઘલા દોસ્તોના ટોલાંમાંથી ઝટ પોતાના જઇફ પિતાને યાદ કરી તેવણની પાસે દોડી ગયો ત્યારે તેર વર્ષની લાંબી મુદતે બાપ બેટા વચેની આ અચબુચ મુલાકાત કોઇબી કઠણ છાતીને પીગલાવે એવી દયા આણુવા જોગ થઈ પડી.

પાહાલણજીથી લકવાના પગે ઉઠાતું નહી હતું—તેવણને ખુરસી ઉપર બેસાડીને કોર્ટ ખાતે ઊંચકી લાવવામાં આવ્યા હતા—તોપણ તેવણે દોલીને માટે ઉઠવાની કોશેશ કીધી અને પોતાના પીતૃભાવના જોસમાં તેવણ ઉઠયાબી. તેવણ પોતાના દીકરાના હાથમાં માથું નાખી બચ્ચાંની પેઠે રડયા—"દીકરા દોલી, મેં તારો ગુનાહ કીધોછ, મને માફ કરજે," એટલુંજ બોલવાની તેવણમાં તાકાત હતી. એટલું બોલી તેવણ ડસકાં ખાવા લાગ્યા અને ડસકાં ખાતાં ખાતાં તેવણ માથું નાખી દઇ ફસડાઈ ગયા. દોલીએ જલદીથી ગભરાઇને તેવણને બેસાડી દીધા, પણ તેવણ બેસી શકયા નહી. તેવણ તો પડી ગયા.

પાહાલણજી શેઠ ઉપર આ જુસામાં એકવાર ફરી લકવાના મરજે ગલબો કીધો. તેવણને કોર્ટમાંજ લકવો થઇ આવ્યો હતો. તેવણ બેશુધ થયાં હતા. તેવણ બેહરા અને સુહુના માત્ર હતી.

"મારા વ્હાલા પિતા, તમે ગભરાવો ના,

ગમ કરો ના. સઘલું શાંત છે. સઘલું વીસરાઇ ગયું છે." એમ દોલી કેહવા જતો હતો, તેવામાં તેણે જોયું કે તેનાં ગળાં ઉપર વીંટલાયલા પોતાના બાપના હાથ થંડા ને ઢીલા હતા, તે હાથમાં ગળાંપર વીટલાવાની શકિત નહી હતી. તે હાથ વળ ખાઇ ગયા હતા—મરડાઇ મોરાઈ ગયા હતા—પાહાલણજીનું આખું શરીર મરડાઇ ગયું હતું. તેવણને કાંઈ તાણ થઈ આવ્યું હતું.

આ દુખી હાલતમાં તેવણનો દુખી દીકરો દોલી પોતાને હાથે તેવણને ગાડીમાં ઉપાડી લઈ ગયો. લોકોની મોટી ઠઠ ઘણી દયા અને દિલસોજીથી તેને રસ્તો આપો અને સર્વેની ધીરજ તથા આશીષ વચ્ચે દોલી પોતાના બેભાણ બાપ સાથ પોતાને ઘેર પોતાની ઘરડી માને જઇ મળ્યો.

ઘેરમાં હીરાંબાઈ, શીરીન, લવજી સર્વે કોઇ નિર્દોશ દોલીને ગળે વલગ્યાં. તેની માએ અને બેહને તેને મુબારકબાદીની કોટીઓ અને ચુમીઓમાં ગોયા ચાંપી અને લપેટી નાખ્યો. હીરાંબાઇએ આજે દોલીના આવકારમાં આખે બંગલે ચોક પુરાવ્યા હતા અને દરવાજે દરવાજે તથા બારણે બારણે તોરણો ટાંગી હતી. બારીએબારી હાંડીઓ લટકાવી હતી અને સારીપેઠે રોશનીની તૈયારીઓ કીધી હતી. દોલીને માટે તેની ઇનતેજાર બેહેન શીરીને પોતે બબરચીખાનામાં પોતાને હાથે રસોઇ કરાવી હતી અને પોતાને હાથે તેનો ઓરડો આરાસ્તે કરી તેમાં બીછાણાં વગેરે બીછાવી રાખ્યું હતું. તેર વર્ષના દેશવટા પછી આજે શીરીનનો ભાઇ પોતાના બાપીકાં ઘેરમાં બીછાણાનો આરામ અને સુખ જોવા પામ્યો તો તેને માટે જેટલી તૈયારી કરે તેટલી થોડી હતી. હીરાંબાઇ પોતાની લાંબી મુદતની માંદગી તદન વીસરી ગયાં હતાં અને ટટાર પગે ફરતાં હરતાં થયાં હતાં. તેવણની વડી બેટી, શીરીનની વડી બેહેન સુનાબાઈ જે અત્યાર વેર સુરત રહેલી હતી અને જેના દુર પડવાને લીધે આ વારતામાં તેને આપણે કશો ભાગ લેતી દીઠી નહી હતી. તે પણ પોતાના વ્હાલા ભાઇને આ અજાયબ જેવી હાલતમાં પાછો જીવતો ભેટવાના હર્ષમાં પુણે આવી હતી.

પણ દોલી છુટો થઇ પાછો આવવા વિષેનો આ ઘણો હર્ષ આજે, છેલી ઘડીએ, પાહાલણજી શેઠની બીમારીથી અધુરે ગયો. દોલી જીવતો પાછો આવ્યો પણ પોતાના બાપને તો ઉલ સેરએ લેતો આવ્યો. દોલીને ભેટવો કે તેના બાપને જીવાડવો તે તેની મા કે બેહનો સમજી શક્યાં નહી. તેઓ ગભરાઈ ગયાં. નહી જણાય કે દોલીને આવકાર કેમ દેવો—યા નહી જણાય કે પાહાલણજી શેઠની સારવાર કેમ કરવી. આ સઘલા ગુચવાડા અને ગભરાટ વચ્ચે, સારૂં થયું કે લવજી તે વેળા હાજર હતો—સદાનો ધીરો, સદાનો શાંત, સદાનો મીઠો લવજી હાજર હતો તો આ મુશકેલી વખતે જે જરૂરનો ઉપાય તેજ તેણે લીધો અને તે એ કે ડાકટરને બોલાવી મંગાવ્યો.

ડાકટર આવે તેટલાંમાં પાહાલણજી હીરાભોગી પાછા હોશ્યારીમાં આવવા લાગ્યા. ડાક્ટર આવતામાં તો તેવણ સારી પેઠે હોશ્યાર થયા. ડાકટરે આવી ધીરજ આપી કે લકવાનો આ બીજો હુમલો ઘણો સેજ હતો અને તેમાં ધાસતી જેવું કાંઈ નહી હતું. કોર્ટમાં એવણ બેશુધ થયા તે અચબુચ જુસાનું પરિણામ હતું. ડાકટરે દવા લખી આપી તથા ચેતવણી આપી કે આજનો બનાવ જોકે ઘણો જુસો ઉસકેરનારો હતો તો પણ ઘેરના શેઠની હાલત એવી હતી કે તેવણને જુસામાં લાવવા દેવા નહી જોઇયે. તેવણને જેમ બને તેમ થંડા અને શાંત રાખવા, તેવણને વાત ઓછી કરાવવી, તેવણને રાત્રે જલદી સુવાડી દેવા, વગેરેની તાકીદ કરીને ડાકટર વિદાય થયો, પણ દોલીને મુબારકબાદી આપ્યા વિના તે નહી ગયો.

પાહાલણજી શેઠ હોશયાર થવાથી હીરાભોગીના ઘેરમાં ખુશીનો વધારો થયો ખરો પણ બરાબર નહી થયો. સઘળી ખુશી છતાં આજે દિલગીરી હતી. હીરાંબાઈ ગમે એટલાં

ટટાર થયાં હતાં, શીરીન ગમેએટલી મગ્ન હતી, તોપણ આ હર્ષ ઉદાસીની ભેલ વગરનો—અમીશ્રીત હર્ષ નહી હતો.

લવજી પોતેબી દિલગીર હતો. તેનો જીવ ઉચ્ચટ પડયો હતો. શીરીન પણ દુખી હતી. બલકે તે રડેલી હતી. રડેલી તેની આંખો લાલ બોટાં જેવી થયલી હતી. અને પોતાના જે વ્હાલા ભાઈના છુટકારાની આશામાં પોતાનો સઘલો જીવ ભરેલો હતો તે ભાઇના પાછા ફરવાને દહાડે જે શીરીનને હર્ષભેર દોડતી ને કુદતી જોવાની વાંચનારે વકી રાખેલી હશે, તે શીરીન પોતાના ભાઇના પાછો આવ્યા છતાં—પોતાની જીંદગીની મોટાંમાં મોટી આશા આજે પાર પડવા છતાં—ઉદાસ હતી.

એ દિલગીરીનું કારણ વળી જુદુંજ હતું. તે કાંઇજ નહી પણ લવજીના—આપણા બચુંના—વ્હાલા બેટા જાલની બેહાલ માંદગીનું હતું.

એ બાળકનું કુમલી વયમાં મોત પાસે આવ્યું હતું. જે નાપાક મરજ સારૂ બીહતાં હતાં તે મરજ બહાંએ આ કોમળ કાયાને તદન ખાઈ નાખીને બોખું કીધી હતી.

આજેજ, આજના શુભ દહાડે, જ્યારે દોલીના આવવાની ખુશાલી થઇછે તેજ દહાડે ડાકટર કહી ગયોછે કે આ બાળક એક આઠવાડયું જીવે તો ભાયગ.

શીરીન તો આ શુંદર બચ્ચાંની સાવકી મા માત્ર હતી અને તોપણ આ દુઃખની વાત દોલીને કેહતાં કેહતાં એકવાર તે નવધાર આંજુથી પાછી રડી પડી, અને શીરીન દોલીને દિલાસો દેય તેને બદલે દોલી શીરીનને દિલાસો દેવા લાગ્યો.

જાલની સાવકી માને આટલું બધું લાગેછે તો તેના બિચારા બાપને કેટલું લાગતું હશે!

અને તે બાલકની સગી માને કેવું લાગતું હશે!

દોલીના છુટકારાની ખુશાલીમાં આજે જ્યારે લવજી, શીરીન, સઘલાં દોલીને ઘર ગયાં હતાં ત્યારે બિચારો બીમાર જાલ મોદી કાસ્ટલમાં (બચું) મેડમ ખુશીં સાથ એકલો હતો.

મેડમ ખુશીં જાલનાં બિછાણા ઉપર પોતાનું માથું ટેકવી બાંય ઉપર ગુઠણમરીયે પડેલી હતી અને જાલનો કરમાતો ચેહરો, સુકાઇ જતા હોઠ, ઢીલા સાંધા મોટા અંદેશાથી જોતી છુપું "આંખપાણી ભરતી" હતી.

"મેડમ, બાવા ને મા ને હુચી-જરી ને બધાં કયારે આવશે?" થોડીકવાર ચૂપ પડી રેહવા પછી જાલે વાત ચલાવી.

"આવશે—જલદી આવી પુગશે." બચુંએ ટુંકો જવાબ દીધો.

"જલદી આવે તો સારૂં." આ બાળકે બાહેરો બતાવી. "કાંકે તેઓ વગર મને સહવાશે નહી."

"હું છું કેની, દીકરા? હું તારી આગળ છુંની?" બચું તેનો ગાલ પસવારતી બોલી.

"તમેબી આવશો? તમે તો ઈંગ્રેજ છો?" જાલે અચરતી બતાવી "હું તો જે મારાં આવનાર છે તેઓની ફિકર કરૂંછ."

"કયાં આવનાર છે?" બચુંએ સમજણ નહી પડવાથી ગુચવણ બતાવી. "તારા બાવા ને માતો અંહી આવનાર છે, પણ હું તો અંહીજ છું, ત્યારે વળી હું અંહી આવું કેમ?"

"હું અંહીની વાત નથી કરતો, મેડમ." જાલ જરા ચીરડાયો. "હું તો ત્યાંની વાત કરૂંછ. ત્યાં, ઉપર, આકાશમાં, બેહેસ્તમાં. હું પુછુંછ કે ત્યાં તેઓ આવશે કે! ત્યાં જો તેઓ જલદી નહી આવશે તો મને સહવાશે નહી."

બાલક જાલ કેવા ભય ભરેલા વિચારોના વમલમાં પડેલોછે તે હવે બચુંએ જાણ્યું અને પોતે એક સરદ હાય મારી પોતાનો ચેહરો તેણે ફેરવી નાખ્યો કેમકે તે ઉપર દેખીતી રીતે નવધાર આંસુ ટપકવા માંડયાં હતાં.

બચુંએ જાલના મનમાંથી આ વાત ઘણીબી વીસરાવા માંગી પણ જાલ તે વીસર્યો નહી. તેણેએ ને એજ વાત હુજતથી ચાલુ રાખી. પોતાને જવાબ નહી

મળવા સારૂ તે મેડમ સાથ રીસાઇ ગયો અને અંતે આ વાતમાં તે સામેલ થઇ ત્યારેજ જાલ તાઢો પડયો અને પાછી વાત કરવા લાગ્યો.

"તમે શું એમ કહોછો, મેડમ, કે બાવા ને માય ત્યાં આવશે તેની સાથે શું તમેબી આવશો ?"

"સહુને એક દહાડે જવાનું છે, પણ હું તો તારી સાથેજ રેહવાની, મારા દીકરા." બચું જુસાથી બોલી. "જ્યાં તું ત્યાં હું."

"આપણાં સગાંવ્હાલાં સઉ ત્યાં મળશે કે?"

"સહુ પરવરદેગાર જાણેછ. આપણે કાંઈ જાણતા નથી વાસતે આપણે કશી વાત કરવી નહી જોઇયે."

"આહા ! બેહેસ્ત કેવું મજેનું હશે ! તેના હીરા મોટીના દરવાજા અને સોનાના રસતા અને રૂપાનાં ઘેરો અને લીલોતરી ભરેલાં મેદાનો અને સદાના સુગંધવાલી ફુલની વાડીઓ અને મેવાની લુમોથી ઝુલાઈ પડતાં બુલંદ ઝાડો અને તાજાં પાણીના ઝરાઓ અને મીઠી નદીઓ અને પરિયાંના ગાયનો તથા ફરેસતાના શરોદો એ બધું કેવું મજેનું હશે ! અને બીજું ત્યાં શું મળશે મેડમ !"

"જીવ ચાહે તે મળશે, બેટા."

"ત્યારે તો હું માને ચાહુંછ તો મારી માબી મને મળશે કે?" જાલે ઉલટભર બચુંને ગલે વીટલાઇ પુછયું. "મારી આ મતરાઈ મા નહી જો? પેલી જે મારી મા આગળ હતી તે? તે મને મળશે કે?"

"તેબી મળશે, મારા જાન." બચું તેના નાજુક હાથને પોતાની આંખોમાં ચાંપતી બોલી. તેનું હઈડું તો આ વાતથી ફાટ ફાટ થતું હતું પણ પોતાનો દીમો દાબીને તે જોસથી બોલી• "તારી મા જેવી માજ તુંને નહી મળશે ?"

"પણ હું તેને ઓળખીશ કેમ ? તેવણ કોણના જેવાં હતાં તે તો હું ભુલી ગયોછ."

"તું તેને પોતાની મેલેજ ઓળખશે, જાલ." પોતાનો આખો ચેહરો •પોતાના બાળકની સમક્ષ ધરીને તેની આ ગમખાર મા બોલી "તું બાળક તારી માનો વ્હાલો ચેહરો વીસરી જાય પણ તારી માએ પોતે તારો વ્હાલો ચેહરો વીસારી દીધો નથી."

"પણ મેડમ, તેવણ બેહેસ્તમાં આવશે ત્યારે ઓલખીશ કેવી? પણ કેમ જાણવું કે તેવણ આવશેજ. બખતે નહી આવે ત્યારે? મારી ધર્મ-પોથીમાં લખેલું છે કે જે સારાં કામ કરે તે બેહેસ્તમાં જાય પણ લોકો તો કેહછ કે મારા માય સારાં કામ નથી કરી ગયાં. તેવણ અમોને છોડીને જતાં રહ્યાં. ત્યારે તેવણને ખોદાય બેહેસ્ત કેમ આપશે?"

"ઓ જાલ ! જાલ ! એવું ના બોલ, મારા દીકરા !" બચુંએ હજી પણ તેને પોતાના પાસાંમા ચાંપી ધીરજ આપી. "જે દહાડાથી તારી વ્હાલી મા તને છોડી ગઇછ તે દહાડાથી તે દુખી થઇછ, તેણે પસતાવો કીધોછ અને પોતાનાં બચ્ચાં તરફના પ્યારને સારૂ તેણે ઘણું ખમ્યુંછ."

"એમ તમે શા ઉપરથી કહોછ ?"

"હું જાણુંછ, દીકરા."

"તમે કેમ જાણો ! તમે મારી માને ઓળખતાં હતે, તેવણ સાથ વાત કીધી હતે તો તમે જાણતે."

"હું મારી જાણથી કહુંછ."

"શું તમે મારી માને દીઠાંછ?" જાલથી ઉઠાતું નહી હતું તોપણ આ સવાલ ઉપર ઉલટથી તેણે માથું ઊંચકયું. "મેડમ, મેડમ, તમે મારી માને ઓળખતાં હતાં તો આટલા દિવસ સુધી બોલ્યાં કાં નહી ? વારૂ તેવણ શું કેહતાં હતાં ? મારે વિષે, મારા ભાઈ બેહન વિષે તેવણ કાંઈ બોલ્યાં હતાં ?"

"તે બોલતી હતી" બચું ડસકાં ઉપર ડસકાં ખાતી બોલી કે "હું મારા ધણી અને ફરજંદોથી અંહી છુટી પડીછ, પણ ત્યાં તો તેઓને મળવાની છું. અંહી દુખી છું. પણ ત્યાં મને કોઇ દુઃખ આપશે નહી. અંહી હું રડુંછ પણ ત્યાં મને કોઇ રડાવશે નહી. ત્યાં ખોદાવંદતાલા પોતે મારાં આંસુ લુછશે."

"મેડમ, મારા માનો ચેહરો કોણ જેવો હતો?"

"તારાજ જેવો, જાલ—અને જરીના જેવો."

"ઓ! મેડમ! મને ધરો! ધરો! હું પડી જાવુંછ." અહી જાલ એકાએક ગભરાઇને થરથર ધ્રુજવા લાગ્યો. તેણે માથું નાખી દીધું, તે થંડો થઇ ગયો. અને આવી વખતે તેની આંખોમાંથી આંસુના ટીપાં ટપકવા લાગ્યાં.

---

## પ્રકરણ ૩૫ મું.

## જાલ માને મળવા માગેછે.

"ઓ કોઇ આવોરે!" ગભરાટમાં બચ્ચુંએ બુમ મારી અને મેરીયન દોડી આવી.

જાલને તેની હાલની નબલાઇ વચ્ચે અવારનવાર બેશુદ્ધિની આમ ઝાપટ લાગી આવતી હતી, તેવી એક ઝાપટ માત્ર આ હતી એમ મેરીઅન પોતાની પત્રાજીઓર જીભથી કેહવા લાગી. "મેં ઘણાં બચ્ચાંઓને મરી જતાં દીઠાંછ." આ લુતરાંઓરી બાહેરી કરવા લાગી "આ બચ્ચું આમ ઘડી ઘડી બેશુધ થઈ જાયછ તેવી એક બેશુદ્ધિમાંજ એક વખતે તે પ્રાણ મુકી દેશે."

પણ જાલ બેશુધ નહી હતો. તેને તાહાડનું લબ્બખપું માત્ર ભરાઇ આવ્યું હતું.

"ઓ! હું પડી જાવુંછ! પડી જાવુંછ! મને ધરો!" તે વળી બીહને બોલી ઉઠયો.

"નહી, ડીયર તું બીહ ના." બચું તેને બાજી રહી બોલી "તું બીછાણાપર સુતેલો છે. તું નથી પડી જતો."

બચુંના માગ્યાથી મેરીઅન સુંઘાડવાની સીસી લાવી તથા હોશ્યારી આપવાની દવા જે ડાકટરે ફરમાવી હતી તે લાવી. તે તથા બરફથી થંડું કરેલું પાણી પીવાથી જાલનો જીવ ઠરયો અને તે ઉંઘમાં પડયો.

તેને ઉંઘેલો જાણી વળી પાછી મેરીઅને પોતાની લુલીની લતરાજ ચાલુ કીધી. "મુવા ડાકટર ને મુવા સહુ. મુવા ડાકટરો સાચું બોલે તો બધાજ જીવતા રેહ. આ છોકરાની ડાકટર આઠ દહાડાની આશા આપેછ! હું કહુંછ કે સહુ રંધાઈ ચુકુંછ અને હવે જે દહાડો જાયછ તે ગણીમત. પણ કહીયેબી કોણને? કોઈ સમજુ હોય તો કહીયે. મા વગરનું બચ્ચું, તેનું લાગે કોણને કે કહીયે? સાવકી મા, તે ડાકટરમાં ને ડાકટરમાંજ ચરી રહેલી, તેને કહેલું તે શું માને? સાવકી ને વળી નાદાન! આ બચ્ચાંની બેહેસ્તન મા હોત તો અત્યારે કોણ જાણે શું શું કરત! પણ તેને તો મુવો લુચ્ચો જમસુ—"

"બસ, બસ, મેરીઅન, જાલ જાગેછ." બચુંએ પોતાને આ સતાવનારી વાત અટકાવવાનું બાહાનું કાહડયું.

પણ મેરીઅન બોલવાપર આવેલી થોભે? જાલે જરા કોર વાલી કે તેણે પાછું બોલવા માડયું, પણ વાત બદલી.

"મુવો લુચ્ચો, મુવો ચંડાલ, પાપી!"

"કોણની વાત કરેછ, મેરીઅન?"

"એજ તો, મુવો જમસુ. મુવો 'જમશેદજી શેઠ' થઈ નીકળ્યો હતો. પણ હવે મુવાનું શેઠાઇપણું અવલું નીકળ્યુંછ. મુવા 'શેઠ' ના સકાર તો જુવો. મુવો સીટી જેલમાં ચાંચરા મારેછ!"

"તેના કેસનું શું થયું, મેરીઅન?" બચુંને જમસુ ઉપરના જબુન ગુનાહની તપાસના પરિણામની ખબર નહી હતી. એ વાત બચુંને માટે વષેશ કરીને ભયંકાર હતી અને તે કોઈને પણ પુછવાની તેણે પરવા કરી નહી હતી. સેશન કોર્ટમાં જમસુની તપાસ હતી એટલું તે જાણતી હતી પણ બચ્ચું પોતાના બચ્ચાંની જંજાલમાં એટલી પડેલી હતી કે એ તપાસનું શું સેવટ આવ્યું તે

કેઇને પુછવાની પણ તેને પરવાર મળી નહી હતી.

"મે સાંભલ્યું કે તે મુવાને ફાંસી મળીછ." મેરીઅને હકીકત કેહવા માંડી. "મુવાને એક વખત ફાંસી દીધા પછી ફરીથી ફાંસીએ ચહડાવે તો પાપ લાગે નહી. દોલી છુટો થયોછ અને પોતાને ઘેર આવ્યોછ."

મેરીઅન અંહી થોભી કે મેડમ કાંઈ કેહવાનું હોય તે કેહ પણ મેડમનું તો માત્ર સાંભલવાનુંજ કામ હતું. તે ચુપ રહી અને મેરીઅને પાછું બોલવા માડયું.

"શેઠની આગળ એ મુવા પાપી વિષે વાત થઈ શકતી નથી. તેનું કારણ તો તમે જાણોછ. પણ તોબી પોતાનો ભાઈ છુટો થઈ આવ્યા સારૂ શીરીનબાઈથી કાંઇ ચુપ રેહવાય? પોતાના ભાઇને છોડવવાની બાઈની ઘણાં વર્ષની ઉમેદ હતી. અમારી જુની બાઈ આ ઘેર છોડી ગઇ તેની અગાઉની એ વાત હતી. આ બાલકના જન્મનાબી અગાઉ છેક બુચી-જરીના જન્મ આગાઉની એ કોશેશ હતી. તેનું ફેર આજે ખુશાલીમાં સેવટ આવ્યાથી બાઇની આંખોમાં આંસુ આવેલાં હતાં. હું બાઇને પાણી આપવા ગઈ ત્યારે શેઠે તેને ગલે વલગાડેલી હતી. એ તે પ્યાર. એ પ્યાર એઓ વચે છેક અગાઉનો હતો. શેઠનાં બચું સાથના લગ્ન અગાઉનો એ પ્યાર હતો. હુ બધું જાણતી હતી. બિચારી બચુંને કાંઈ ખબર નહી હતી. આજે દોલી પોતાના બાપને ઘેર આવ્યો—"

"હેં? દોલી આવ્યો? કોણ કેહછ?" નાનો જાલ ચોંકી ઉઠીને અચબુચ પુછવા પડયો.

"અરે! આ છોકરો બધી વાત સાંભલેછ! હું ધારતી હતી કે તે ઉંઘી ગયો હશે!" મેરીઅન ગભરાટમાં તેના બિછાના આગલ જઈ બોલી "જાલ, તું સુતો નથી કે? ચાલ ઉંઘી જા. તું વાત કરશે તો થાકી જશે ને પેલા બાવા ને માય હમણા આવીને અમોને ઠપકો આપૂશે. આંખ મીચ, બા, સુઇ જા."

જાલે જાણે ઉંઘતો હોય તેમ પાછી કોર વાલી. પણ આજે તેને ઉંઘ નહી હતી.

લવજી, શીરીન સઘલાં રાતના આઠ વાગતામાં પાછાં ઘેર આવ્યાં. જોકે હીરાબેગીના ઘેરમાં આજે દોલીના છુટકારાની ખુશાલી હતી તોપણ આ લોકોથી ત્યાં રેહવાયું નહી. તેઓનો સઘલો જીવ જાલમાં ભરેલો હતો.

લવજી ગાગલો જાલના—મેડમ ખુશોંના—ઓરડામાં આવી લાગ્યો અને જાલની ખબર પુછવા લાગ્યો.

"પપા! પપા!" પોતાના બાપનો સાદ સાંભળતાંજ જાલે કોર વાલી તેને હાંક મારી.

"કાંએ, દીકરા, કાંઈ કેહછ?" લવજીએ બિછાના આગળ દોડી જઈ પુછયું.

"પેલો કેસ પુરો થયો કે?"

"કોણનો કેસ, દીકરા?"

"પેલા 'જમશેદજી શેઠ' નો?"

"હા, તે તો સાંજનો પુરો થયો. પણ તું તેનો કેમ વિચાર કરેછ? એ કાંઈ તારે યાદ રાખવાની વાત નથી, જાલ."

"પણ એને ફાંસી દેશે કે?"

"એને ફાંસીની ટેપ મળીછ."

"ત્યારે એણે હુશેનશાહને મારી નાખેલો?"

"હા. પણ એ વાત તારી આગળ કોણ કરેછ?" લવજીએ આ સવાલ પુછતાં લગાર ઠપકા ભરેલી નજરથી "મેડમ ખુશોં" તરફ જોયું અને બોલ્યો "આ બાળકની આવી બારીક હાલતમાં તેની આગળ એવી એવી વાતો થવી નહી જોઇયે."

"મેં વાત નથી કીધી, સાહેબ." બચુંએ પોતાનો બચાવ કીધો. "મેરીઅન આજે એ વાત બોલી હતી."

"અરે બાવા, હવે એ 'જમશેદજી શેઠ' શું કરશે?" જાલે પાછું ટાહેલું ચલાવ્યું "શું એને માફી નહી મળે?"

"ખોદા એને માફ કરે એટલે બસ. પણ જાલ, તુંને આજે કાંઈ બેચેની લાગેછ?"

"હાજી. મારીથી એક મેરે સુવાતું નથી.

હું સરી સરી જાઉંછ. મેડમ, જરા મને પાછો તકિયા ઉપર લેવો."

બચ્ચુંએ તેને તકિયા તરફ ખેંચી તેનું માથું ઉંચું કીધું.

"બાવા, હું તેવારમાં તમોને કાંઈ પુછવાનો હતો તે યાદ કરૂંછ, પણ યાદ આવતું નથી. હું ભુલી ગયોછ."

"કાંઈ નહી. તારા મનને મેહેનત ના આપ. યાદ આવે ત્યારે કેહજે."

"બાવા, બુચી ઘેર આવી કે?"

"નહી. તે તો મમાઇને ઘેર રહેલીછે."

"ને અમીના ક્યાં છે? એ દાસીને તમે ક્યાં મોકલાવીછ? એને મારી આગળ રાખો."

"હા. બુચી-જરી સાથ તે ગઇછે, પણ હું તારાં માયજીને કહુંછ કે હમણા તેને તેડી મંગાવે."

"અંહ. હવે યાદ આવી, પપા." જાલ યાદ કરી બોલ્યો. "માયજી બોલપરથી યાદ આવી. બાવા, હું બેહસ્તમાં માને કેમ ઓળખીશ? આ જીવતી મા છે તે નહી હો?"

લવજી ચુપ રહ્યો. આનો શું જવાબ આપવો તે તે સમજી શકયો નહી. તેની ચુપકીદી ઉપરથી જાલ કાંઈ બીજુંજ સમજ્યો.

"બાવા, તે માયજી બેહસ્તમાં આવશે તો ખરાં કેની?"

"હા. હા. જાલ." લવજીએ ટુંકમાં પતાવ્યું.

"મેડમ બુશેએ આજે મને ખાતરી આપીછ કે મારાં માય મને બેહસ્તમાં મળશે. મેડમ તે માયજીને ઓળખેછ. એવણ અંહી આવ્યા અગાઉ તેવણને મળ્યાં હતાં."

લવજી હેરત પામી આ શબ્દો ઉપરથી હવે મેડમ તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો.

"હું માફ માગુંછ, સાહેબ," તે ધ્રુજતા આવાજે બોલી. "જાલ આગળ મારે તેની માની વાત કરવા જોગ નહી હતી, પણ એ બેટાને પોતાની મા યાદ આવી અને તેની યાદમાં ઘણો અંદેશો કરવા પડયો અને મેં જોયું કે આવી હાલતમાં એને વધારે અંદેશો નહી કરવા દેવો, તેથી એણે જ્યારે મને પુછયું કે મારી મા બેહસ્તમાં મળશે કે નહી ત્યારે મેં હા કહ્યું કે જેથી એના મગજની બેચેની ભાગે."

"પણ તમે એની માને કદી મળ્યાં હતાં, મેડમ?"

આ કેવો સવાલ? બચ્ચું શો જવાબ દેય? તે એટલુંજ બોલી કે "નહીજી."

આમ કહી બચ્ચું લવજી આગળથી દૂર ગઈ.

પણ લવજી તેની પછવાડે ગયો.

"મેડમ, જાલના ચેહરામાં ફેરફાર થયોછ તે તમોને જણાયછ?" તેણે ઘણી ઉદાસીથી પુછયું.

"હા, સાહેબ, હા." એકસરખી ઉદાસીથી બચ્ચુંએ જવાબ દીધો. "આજ સાંજે એને તાહાડનું એક લબ્બલબ્બું થયા પછીથી એના ચેહરાનો સીકલ બદલાઈ ગયોછ. મેરીઅન ધારેછ કે એ અજલનું તેડું છે. આજની રાત ભાગ્યેજ જશે."

આટલા શબ્દો મેડમ મોટી મુશકેલીથી બોલી શકી. આ વાકય પુરો થતાં સુધી બચ્ચું પોતાની છાતીનો ગમ ભાગ્યેજ છુપાવી શકી. આ બોલો પુરા થયા કે તુર્ત તેણે નિરાશ થઈ રડવા માંડયું.

"અફસોસ! અફસોસ! ઓદા મારા કેવા સપુતને મારી ગોદમાંથી છીનવી લેવા બેઠોછ."

આ મહાજખ્મુત ફરિયાદ સાથ લવજીથી પણ રડવું થોભાયું નહી.

"સાહેબ, તે સાહેબ ઉપર સબુરી રાખો." બચ્ચુંએ હવે લવજીને દિલાસો દેવાનો વારો આવ્યો. "એ ગુલાબ સરખું બાળક આ બાકી જીહાંન છોડી સુખી થશે. આ દુનિયામાં મરવું એ કાંઈ મોટું દુઃખ નથી. મોતના કરતાં બીજા ઘણાં ઘાતકી દુખો આપણને સોસવાં પડેછ—તે દુખોની આગળ મોત તો એક સુખ છે. મીનોઈ જીહાનમાં એ કોમલ જીવ રાહાત અને આરામ પામશે. હું ચાહુંછ કે આપણ સઘળાં ત્યાં જલદી જઈ સદાના સુખી થઇયે."

ચુપચુપ ગંભીર કદમે લવજી આ દરામણો ઓરડો છોડી ગયો.

તે શીરીન પાસે ગયો. શીરીન કપડાં બદલીને જાલ પાસેજ આવતી હતી, પણ લવજીના આવ્યાથી તે પાછી ઉભી.

"કેમ, વહાલા લવ, જાલ કેમ છે?" તેણે પુછ્યું.

"કાંઈજ નહી, શીરીન, હવે કાંઈજ નથી રહ્યું." લવજી એક મોટી ખુરશીપર ફસડાઈ પડી બોલ્યો. "આજની રાત જાય તો આપણાં ભાયગ."

"અરેરે! નસીબ! નસીબ!" શીરીન પોતાના ભર્થારના પાસામાં બેસી તેને પોતાના નાજુક હાથથી પસવારતી રડવા લાગી. "લવજી, હું જાલ પાસે જઈ આવું."

"નહી શીરીન, તું ના જા. તારીથી મોતનો એ છેલો દેખાવ દેખી શકાશે નહી." લવજી તેનો હાથ ધરી બોલ્યો.

"નહી, કાંઇ નહી." શીરીને હુજત કીધી "જેટલી ઘડી એના ભાયગની રહી હશે તેટલી ઘડી હું એની પાસેજ બેસવાની."

"ત્યારે મારી સાથ સરત કર કે તું તેની આગળ જરા પણ રડે નહી." લવજીએ ઘાડા અવાજે હીમતથી હુકમ કીધો." જાલ સેવટ સુધી હોશ્યાર રેહશે. એ ચગોર જીવ સઘલું ચેતી જશે. તું રડી બળીને તેને બીહીવડાવશે."

"નહી, હું નહી રડીશ. પણ મને એની આગળ જવા દેવો."

લવજી પોતે શીરીનને જાલના ઓરડામાં લઈ ગયો. શીરીનમાં ચાલવાની તાકાત નહી હતી. તે તદન હેબતા ગયલી હતી. તેને ચાલવાને લવજીનો ટેકો લેવો પડયો.

રાતના જમવાનો વખત થઇ ગયો હતો. બચ્ચાંઓને સુવાનો વખત થઈ ગયો હતો. જાલ માત્ર આંખ્યો મીચીને પડેલો હતો. તેને ઉંઘ નહી હતી.

લવજી તેનો સોહરાઇ ગયલો ચેહરો તેની મા (શીરીન)ને દેખાડવા સારૂ જાલના બિછાણા આગલ બતી લઇ ગયો.

જાલે આંખ્યો ઉઘાડીને પોતાના બાપ અને મતરાઇ બંનેને દીઠાં અને તુર્તજ બોલ્યો કે "પપા, પપા, દીવો ના લાવો. મને અંધારૂં ગમેછ."

લવજીએ તુર્તજ બતી દૂર કીધી.

કલાકે કલાક જાલનો ચેહરો વધારે કાલાશ પકડતો હતો. તેનાં નખ કાળાં થવા માંડયાં. તેનો સુંદર ચેહરો લવજીએ છેલો દીઠો તેટલાંમાંજ વધારે સોહરાયો હતો.

શીરીને છુપી રીતે રડવાનું શરૂં કીધું હતું. સારૂં થયું કે ઓરડામાં અંધારૂં હતું અને જાલની હોશ્યારી પણ આસતે આસતે ઓછી થવા માંડી હતી.

"મેડમ, દીકરા જાલનો સોહામણો ચેહરો તો કાલો થવા માંડયોછ." બચું એક ખુણામાં બેસી રડતી હતી ત્યાં શીરીન જઇ તેના ખોલામાં માથું નાખી રડવા લાગી.

આ કેવો દેખાવ! એક બાળકને રડનારી બે માતાઓ!

થોડીજ મિનિટમાં બીજાં બચ્ચાં જે હીરાબેગીને ત્યાં જમવા ગયાં હતાં તેઓ હસતાં રમતાં આવી લાગ્યાં. તેમને મોતના આ મથકમાં આવવા દેવાં કે નહી તે લવજી હજી તો વિચારેછે તેટલામાં જાલે તેમનો મીઠો અવાજ સાંભળી તેમને મળવા માગ્યું.

શીરીનનાં ભુલકાંઓ તો ઉંઘી ગયાં હતાં. પણ આ તો જાલનાં સગાં ભાઇ બેહેન હતાં.

"પપા, પપા, બુચી-જરીને મારી પાસે તેડો. નાના ફ્લુનેબી બોલાવો."

લવજી તેમને જાલના બિછાણા આગળ લઈ ગયો. એ બાહને શીરીન પણ ગઈ.

બચું પણ બતી લઈ ગઈ. પણ તેના હાથ ધ્રુજતા હતા. તેનાથી બતી ધરી શકાઇ નહી. બચુંની બતી અમીનાએ પોતાના હાથમાં ધરી.

"જરી, જરી, આવજે હો! સાહેબજી." જાલ પોતાના નબલા હાથ જેમ તેમ લાંબા કરી પોતાની બેહેનને ભેટયો.

"હું કેઇ જતી નથી, જાલ, ત્યારે સાહેબજી શાની કરેછ?" જરીએ સાદાઇથી પુછ્યું. "અમે તો બહારથી ઘેર આવ્યાંછ."

"સાહેબજી જરી, મને સાહેબજી કરૂ" અને હવે જાલે નાના ફ્લુને પોતાને ગળે લ-

ગાડયો તથા ચુમી લીધી. "ફરામરોજ, સાહેબજી."

"પણ અમે કેમ જતાં નથી?" બુચી-જરીને તેનો બાપ બોલવાની મના કરે તે અગાઉ તેણે ફરીથી પુછયું.

"તમે નથી જતાં, પણ હું જાવુંછ." જાલે ઝીણા સાદે જવાબ દીધો. "હું બેહસ્તમાં જાવુંછ. ત્યાં મને આપણા માયજી મળશે. તમે ત્યાં પછવાડે આવજો. હું માયજીને કહીશ કે તમે બધાં સારીપેઠે છો અને જલદી આવા મળશો."

અરેરે! આ માયજી તો અહીંજ ઉભીછ! એ કેવું દુખ!

જાલના આ સાદા શબ્દો બુચી-જરીને રડાવનાર હતા. તેણે જાલને વળગી રહીને મોટે સાદે રડી દીધું. તેને જોઇને બીજાં છોકરાં પણ રડવા લાગ્યાં. છોકરાંને રડતાં જોઇ તેમની માઓ બચ્ચું અને શીરીન પણ રડવા પડયાં અને આ કકલાટ જોઇને જો દ્રઢ મનવાલા લવજીની આંખ્યોમાંથી પાણી નહી આવે તો તે માણસ અને બાપ નહી કેહવાય.

લવજીની આંખ્યોમાંથી થોડાંજ ટીપાં વહ્યાં પણ તે ઘણા ઉંડા ગમનું માપ હતું. મગર આ વખત રડારોલનો નહી હતો. લવજીએ તુર્ત છોકરાંઓને થંડાં પાડી સુવા મોકલતાં તેમને કબુલાત આપી કે "ઓદા કરશે તો સહવારે આવીને ભઇને પાછાં મળશો."

એજ પ્રમાણે લવજીએ આમ રડવા માટે શીરીનને પણ તેની કબુલાતની યાદ આપી મુગી રાખી.

બચ્ચું તો એક ખુણામાં એક કોચ આગળ ગુડણમરીએ પડી પોતાનું મોહડું કપડાંમાં દાબીને પોતાના વહાલાં બાળકને માટે ઓદાની પ્રાર્થના કરતાં ડુસકે ડુસકે રડતી હતી. લવજીએ તેની આગળ જઇને તેને પણ જરા ધીરજ આપી અને તે મુગી રહી.

પણ બીજાનાં આંસુ લુછાવતાં લવજીની દુખી આંખ્યો સુકાઈ નહી હતી. તે પોતાનું રડવું છુપાવવા જાલના બિછાના ઉપર ઘણોજ વાંકો વલ્યો પણ તીખી આખાક જેહેનનો જાલ તે જોયા વિના રહ્યો રહી.

"પપા, તમે રડોછ! ના રડો." જાલ તેની ગમ ઇંતેજારીથી જોઇને બોલ્યો. "હું કાંઇ મરવાને બીહતો નથી. હું તો પાધરોજ બેહસ્તમાં જઇશ."

"પરવરદેગાર સારૂં કરશે, જાલ." લવજી તેને પોતાના ઓળામાં લઇને બોલ્યો. "બીહવાનું કે રડવાનું કાંઈ કારણ નથી, મારા દીકરા."

"હું બીહતો નથી, પપા. હું તો માયજીને મળવાની ઉમેદમાં ઓર ખુશી થાવુંછ. બાબા, મારી બેહસ્તનમાની તમોને દયા લાગેછ કેની?"

લવજી આ સવાલનો શો જવાબ દેયકે તે પોતાના સઘલા ગમ વચે બચ્ચું ઇંતેજારીથી જોતી હતી.

પણ લવજીએ આ સાદા સવાલનો જવાબ જાલને માત્ર એક ચુમીમાંજ વાલ્યો.

"પપા, મારી સાથ વાત નથી કરતા?" જાલે બોહોંસ કર્યો "તમોને બેહેસ્તન માયની માયા લાગેછ કે નહી?"

"દીકરા, મને તેની ઘણી માયા લાગેછ." અંતે લવજીને બોલવાની ફરજ પડી અને બચ્ચુંની છાતીને છુપી તાહડક વલી. "પણ જાલ હવે આપણે આપણી વાત કરવી જોઇયે. બલકે આપણીબી વાત સહવારે થશે. હમણાં તો, દીકરા, તું પોઢી જા. ઉંઘવાનો વખત વીતી ગયો."

"મને ઉંઘ આવતી નથી તે? મારી છાતી આજે ઘણી દુખેછ. મારીથી દમ લેવાતો નથી."

"કાંઇ નહી બા, ઓદા આરામ કરશે." લવજી બોલ્યો અને જાલ ઉંઘે એવી રીતે તેને પસવારવા લાગ્યો.

થોડીવારમાં આ શાનું બાલક પોતાના બાપના ઓળામાં બોલતું બંધ થયું તેને ઉંઘ આવતી હોય એમ લાગ્યું.

તેને હલુસે તેના બિછાના ઉપર પોઢાડી લવજી પોતાની આંખ્યો લુછતો પોતાના ઓરડામાં ગયો તથા જલદી પાછો આવે તેટલાં બચ્ચુંને તેની સંભાલ સોંપી ગયો.

---

## પ્રકરણ ૩૬ મું.

## છેલી ઘડીએ ભરમનું ભાંજવું.

"સાહેબજી! પપા, સાહેબજી!" જાલ ઘણાજ મરી ગયલા નબલા અવાજે બોલ્યો. તે એટલો આસતેથી બોલ્યો કે લવજીને પોતાના નાજુક પુત્રની આ છેલી સલામ બીલકુલ સંભલાઇ નહી અને તે સલામનો જવાબ દીધા વિના તે ચાલી ગયો.

તેને હજી જાગ્રત જોઈ બચું તેના બિછાના તરફ દોડી આવી.

તે હજી રડતી હતી.

હમણા તે એકલી હતી. તેની આગળ કોઈ નહી હતું.

મા તરીકેના તેના સઘલા દાબી રાખેલા જુસા અચબુચ ઉભરી નીકલ્યા.

તે જાલની આગળ હવે પોકેપોક રડતી બેઠી.

"મેડમ, તમે રડો ના." જાલે હજી પણ ધીરજ બતાવી. "બાવા કયાં ગયા? તેવણ મારી પાસે કેમ રેહતા નથી?"

"તેવણ હમણાજ તુંને ઉંઘેલો જાણી બાહાર ગયાછ, જાલ." બચું તેના દિલપર માથું નાખી બોલી. "તેવણ હમણા પાછા આવવા કહી ગયાછ. તેવણ આખી રાત તારી આગળજ રેહવાના છે, દીકરા."

"શું કામ? હું તો સારીપેઠે છું. બસ પપાને મારી સલામ થઈ નથી તેથીજ હું તેવણને માગુંછ."

"તેવણ આવે તેટલી વાર હું તારી પાસે છું, મારા દીકરા." એમ કહી બચું તેના હાથોને ચુમવા લાગી અને તેના પગોને પોતાની આંખોમાં ચાંપવા લાગી.

અરેરે! પેહલાં તો માત્ર આંગલાંજ થંડાં હતાં પણ હવે તો આ દુખી માતાના હાથમાં તેના બચ્ચાંના હાથની પોંહચી અને પગનાં તલીઆં પણ થંડાં લાગવા માંડયાં.

"મેડમ, તમે મારી માં જેવાં છો. સાહેબજી, સાહેબજી!" જાલ તેને એક ચુમી લઈ બોલ્યો.

"અરે! દીકરા જાલ! હું ચાહુંછ કે આ અંતની ઘડીએ હું તારી મા— તારી મા—"

બચું કાંઈ બોલવા જતી હતી પણ બાકીના બોલો રડવામાંજ પુરાઈ ગયા.

તે જાલની ખરેખરી માજ છે એમ કેહવા જતી હતી. તે ગાલાને તદન ભુલી ગઇ હતી. પોતાનો જે ભેદ આટલી મુદત સુધી છુપાવ્યો તે ભેદ તે આજે જાહેર કરવા જતી હતી.

અને શું આ વ્હાલાં તનની છેલી અંત વેળા પણ તે જાહેર નહી કરે? આ બાળક પોતાના મરણાંતે પોતાની જે વ્હાલી માને પળેપળે યાદ કરેછે તેજ માના પ્યારાં પાસાંમાં તે સુતોછે એવું તેને આ છેલી ઘડીએ પણ બચું નહી જણાવે?

જે થવાનું હોય તે થાય, પણ આ ભેદ ફોડીને બચું પોતાનાં બચ્ચાંને સુખી કરવા, સુખમાં મરી જવાનું કરવા માંગતી હતી.

પણ કુદરત તેની આડે આવી. આ ભયભરેલો ભેદ તેનાથી ફોડી શકાયોજ નહી. એ બોલ બોલવા જતાં તેને બસ રડવુંજ આવ્યા કીધું.

બચું બચી. તે અટકી. તુર્ત તેને શુદ્ધિ આવી. આ ભયાણક ભેદ આવા અંતની ઘડીએ પણ જાહેર કરવા જોગ નહી હતો.

તે વિચારના વમલમાં પડી. આગલી તેની જીંદગી, આગલાં તેનાં સુખો, આગલી તેની હાલત સર્વે યાદ આવ્યાં. તેની પાછળ વળી તેનાં પાછલાં સંકટો, તેનાં ભય ભરેલાં દુખો, તેની જંજાલો, તેના બળાપા, તેની હેજગારી એ સર્વેનું તેને સ્મરણ થયું.

આ યાદમાં અને વિચારમાં અડધો કલાક નીકલી ગયો. જાલને માત્ર મીઠી ઉંઘમાં પોહલો સમજી બચું પોતાના બળાપામાંજ બીજું સઘલું વીસરી ગઈ. એક ક-

લાક ગયો, પણ તે જ્યાં બેઠેલી હતી ત્યાંથી ઉઠી નહી. એક આખી જીંદગીના બનાવોને નજર આગળથી પસાર થઇ જવા માટે એક કલાક બસ કેમ થાય?

અંતે ઘણીક વારે અમીનાએ આવીને "મેડમ બુશોં" ને આ સજાગૃત સ્વપ્નામાંથી ઉઠાડી.

"શેઠે મને જાલની પાસે મોકલીછ" તે મેડમ આગળ આવી હલુશે બોલી "હું તો પાહાલણજી શેઠને ઘેર મુવેલી હતી. હું શું જાણું કે ભાઈ એટલોબધો બીમાર છે? પણ મને શેઠે તેડું મોકલ્યુંછ, કેમકે તેવણ કેહછ કે જાલે મારી ટગર ધરીછ ને મને પોતાની આગળ તેડવા કરેછ."

"અમીના, જાલનું હવે ઠેકાણું કાંઇજ નથી." મેડમ બુશોએ રડતાં જવાબ દીધો. "પણ તું બાઇની આગળ ના જા. એ પોઢેલો છે. જાગી ઉઠશે."

"હું જરા દુરથી જોવું, શેઠ ગાડી જોતરાવીને હમાયજીને તેડવા ગયાછ. હમાયજી આવતી કાલથી જાલની આગળ રેહવા આવનાર છે, પણ આજની એની હાલત ઉપરથી શેઠે હેમત ખોયીછ તે રાતોરાત તેવણને બોલાવા પોતે ગયાછ ને મને કહી ગયાછ કે એની આગળ રેહવું."

"અને બાઇ કયાં છે?"

"બાઇ પોતાના ઓરડામાં રડયા કરેછ. ખોદાના બંદાં હોવ તો માનજો, મેડમ, કે શીરીન જોકે સાવકી મા છે તોપણ જ્યારથી ડાકટર આશા છોડીને 'ન કહી ગયોછ' ત્યારથી શીરીનનાં આંસુ સુકાયાં નથી. આજનું રાંધેલું અનામત પડયુંછ. કોઇ ખાતું નથી. શેઠે ખાવાની ના પાડીછ અને બાઇ પણ ભુખી પડી પડી રડેછ."

જાલના બિછાનાં તરફ જતાં જતાંમાં એટલી વાત થઇ અને એટલામાં અમીના બિછાના આગળ ગઈ.

તેણે આસતેથી જાલને હોરાડેલી ચાદર ખસેડી.

પણ હાથ તો થંડા, પાણી કરતાંબી થંડા લાગ્યા. અમીનાએ ગભરાઇને પગપર હાથ મુકયો. પગબી થંડા કરાં સરખા. એ ઉપરથી મોહડું તપાસ્યું તેબી થંડું. નાક આગળ હાથ ધર્યો તો હાથને નસકોરાંની જરા પણ હવા લાગી નહી. "મેડમ બુશોં" આગળ ઉભેલી હતી તેણે ગભરાઇને આખી ઓઢણી ખસેડીને દમ તપાસી જોયો તો દમ બંધ થઇ ગયલો જણાયો. છાતીનો ધપકારો વઠી નહી હતો. જરા હાંફોબી નહી. જરા નાડીબી નહી.

નહી. જાલનો કુમળો જાન તે કીરતારને હવાલે થઇ ચુકયો.

અમીના પોક મુકીને રડી પડી. બચુંએ પણ પાછું રડી દીધું.

"હું તો સમજતી કે એ પોઢેલો છે." તે બોલી.

"એ તો હમેશાની ઊંઘમાં પોઢયોછ." અમીનાએ ઉત્તર વાળ્યો. "અરે! એકાએક શું થયું?"

"એક કલાક ઉપર તો મારી સાથ વાત કરતો હતો, રે મારા દીકરા!" બચુએ હલુસે બોલતી રડવા માંડયું. "અરે! છેલો ઘડીએ હું તુંને કાંઇ કેહવા જતી હતી રે જાલ! અમીના, દીકરા જાલે મને કેવી મોઠી છેલી સલામ કરીછ જો!"

શું આ બોલો ઉપર જોસથી રડવા પડી. તે જાલના હાથ પગ આંખોમાં ચાંપીને તેના લાકડાં સરખાં મુવેલાં અગને કોટીઓ કરવા અને ચુમીઓ લેવા લાગી.

"ઓ દીકરા! ઓ જાલ! જરા મારી ગમ જો તો ખરો!" બચું હવે પોતાને તદન ભુલી જઇ મોટી માહેતમના જોસ ભર્યા મહાસાગરમાં ડુબી. "જાલ! મારો છેલો બોલ સાંભલ. મારી સાથ છેલી વાત કરવા જરા જીવતો થા! ઓ જાલ! પાછો આવ! તારી માને ભેટ! ઓ! તારી મા ત્યાં નથી, તે તો અંહી છે. ઓ! મારા પોપટ સમાન પ્યારા જાલ! મને મુકીને ના જા! મારી આગળ ના જા! મને લેતો જા! મારા દીકરા! તારી માને લેતો જા!"

અમીનાના દેખતાં આ સઘલું બોલવાને

બચુંએ કશો પડદો રાખ્યો નહી. તેણે પોતાનાં કપડાં ફાડી નાખ્યાં. પોતાનો હમેશાનો બુરખો ચીરી નાખ્યો. પોતાનો ખીહામણો ચસમો ફેંકી દીધો.

ટુકમાં જાલની ખરી સગી મા દાખલ તે અમીના આગળ જાહેર થઈ ગઈ!

"અમીના, હવે જોયછ શું?" સચું જાલને ધરીને બેસી રેહતાં અમીનાને ધમકાવી બોલી. "હવે થઇ ચુકયુંછ. જા, બધાંને બોલાવ. આખાં ઘેરને જગાડ. ઉભી ના રેહ."

આવે વખતે તુર્તજ લવજી, શીરીન સર્વેને કેહવા જવાની આ આયાની ફરજ હતી.

પણ નહી તે તો સ્તબ્ધ થઇને લાકડાનાં ઓરાંપેરે ઉભી રહી. અમીના તો દબાઈ ગઈ હતી!

"બાઇ, તમે બિછાનાં આગળથી ખીસતાં જાવો." અમીના તેને જાલથી જોરથી છુટી પાડવા લાગી. "બાઈ! બાઇ! જરા વિચાર કરો! ખોદા વાસતે જરા આસપાસનો ખ્યાલ કરો! મારી બાઇ!"

"બાઈ" કરીને અમીનાએ "મેડમ બુશોં" ને આજે પેહલવેહલી બોલાવી. હમેશ તો તે "મેડમ" કરી હાંક મારતી હતી, પણ આજેજ બચુંને તણે "બાઇ—મારી બાઇ" કરી કહ્યું.

આ "બાઇ" બોલ ઉપરથી અને અમીના જ્યારે તેની દાઈ હતી ત્યારે તેને બરાબર એજ પ્રમાણે બોલાવતી તે અસલી ટબ ઉપરથી બચુંની શુદ્ધિ ઠેકાણે આવી. તે બીધી. તે ગભરાઈ. તે સમજી કે "અંતે હું પકડાઇ!"

"ઓ બાઈ! બચુંબાઇ! પેલા શેઠ તમારા ખાવંદ આવેછ! ઓ! તેવણ સાથ શીરીનબાઈનો પણ સાદ સંભલાયછ! અરે! હમાયજી પણ આવતાં જણાયછ. મારૂં કહ્યું માનો તો તમે અંહી ના ઉભાં રહો. તમારાથી થોબાશે નહી! તમે પાસેના ઓરડામાં જાવો!"

"અમીના! અમીના! તું મને ઓલખેછ?" બચુંએ ગભરાઇને પુછયું.

"હા બાઈ, મેં તમોને ઘણા દિવસનાં ઓલખ્યાં." અમીનાએ તેટલાજ ગભરાટથી ઉતર વાલ્યો. "તે દહાડે રાત્રે, પેલી મારી ભાયગની રાત્રે, જ્યારે આગની બુમ પડી હતી, તેજ રાતના મેં તમોને જોયાં તથા ઓલખ્યાંછે. તે રાતના ગભરાટમાં તમે ઊંઘેલાં ઉઠી આવ્યાં હતાં. આ[illegible]ના ગભરાટમાં તમારો બુરખો અને [illegible]નમા વગર તમે હતાં. તમે છોકરાંને પોહારવા ગયાં ત્યારે હું તમારી છેક પાસે હતી. તે ઉપરથી મેં તમોને આબાદ ઓલખ્યાં. હું બીધી અને ધ્રુજી, મારા હાથમાંથી બુચી પડી ગઈ, મેં મોઠી ચીસ પાડી તે તમોને ઓલખવાથીજ પાડી. મેં મારી મુવેલી શેઠાણીને જીવતી દીઠી, 'મેડમ બુશોં' ને જીવતા નહી જોયાં, પણ મારી બાઇ બચું મુવેલી ભુત થઇ આવેલી મેં જોઈ. તેથીજ મેં 'ભુત! ભુત!' કરી બુમ પાડી, તેથીજ મેં શેઠને કહ્યું કે મેં ખરેખરો ભુત દીઠોછે! હવે તો, બાઈ. તમે અંહી ઉભાં ના રહો! પાસેના ઓરડામાં ચાલો."

"રે! અમીના! મને જાહેર ના કરતી!" બચું ગુડણપર પડી અમીનાની પ્રાર્થના કરવા લાગી. "મારા ઉપર દયા કર! હું તુને પગે પડી કહુંછ કે મને છુપાવજે! હું હવે આ ઘેર છોડી જઇશ. પણ હું છું ત્યાં સુધી મારી વાત છાણી રાખજે."

કેવો દેખાવ! શેઠાણી સાકરડીને પગે પડેછે અને કાલાવાલા કરેછે!

"ડરો ના બાઈ." અમીના તેને ઉઠાડી તેને બીજા ઓરડામાં લઇ જતાં બોલી. "હું જેવી સમજી ગઈ ત્યારની મને તમારી ઉપર દયા લાગીછ, ત્યારનીજ આ વાત મેં છુપી રાખીછ. હું એટલી બીવેલી છું કે મેં કોઈ આગલ એ વાત કહી નથી. એ દુઃખ ખમતાં ખમતાં હું અધમુઇ થઇછ. લોકો જોયછ કે મેં કાંઈ ફાળ ખાધીછ—મને કાંઇ ઝપટ લાગીછ. સહુ જાણેછ કે મારા મનમાં કાંઈ ભેદ છે. મને તરેહવાર સવાલો પુછવામાં આવેછ. પણ હું કશો જવાબ

દેતી નથી અને હજી પણ કોઈને કહીશ નહી."

આ વાત કરતાંમાં તો બચ્ચું ઓરડાના બારણા આગળ જઈ લાગી. તેણે પાછ્યું ફરી પોતાના દીકરાની લાશનો છેલો સેજદો કીધો. "દીકરા જાલ, માફ કરજે! હું તો તારી ઘણીબી ચાકરી કરવાને ઉમેદવાર રહી, પણ મારીથી પૂરતી ચાકરી થઈ નથી! ઓ જાલ! ઓ મારા જાલ! હવે ક્યારે મળીશું! પેલી જીહાંન હવે તો આપણે જલદી મળીશું!"

અમીનાએ તેને વધારેવાર થોબાવી નહી. તે તેને ઊંબર ઉપરથી ઘસડી કાહાડી પાસેના ઓરડામાં લઈ ગઈ. "બાઈ, બચ્ચુંબાઇ! જરા વિચાર કરો," તે પટાવીને બોલી. "અગર તમે જણાઈ જશો તો લવજી અને શીરીન વચે કેટલો ગુચવાડો કરી નાખશો તેનો અંદેશો કરો. આ સુખી જોડાંના સંપ અને સુખનો તમે કેટલો નાશ કરશો!"

"અમીના, તું ખરૂં કહેછ." બચ્ચું બોલી "પણ મારા લવજીના સુખનો ભંગ કરવા હું વધારે વાર અંહી રેહવાની નથી. મારા દીકરાની માંદગીનો હેવાલ સાંભલી હું તેની ચાકરી કરવા માત્ર આવીછ. તેમાં મેં કાંઇ ગુનાહ તો નથી કીધો? પણ હવે હું જઇશ તેટલાં ઓ અમીના! જો મારો ભેદ છુપો રાખજે!"

પોતાની વ્હાલી શેઠાણીને છુપી રાખવાનો કોલ આપી વફાદાર અમીના તુર્તજ જાલના ઓરડામાં પાછી દોડી આવી.

લવજી, શીરીન, હમાયજી, સઘલાં ઝડપથી દોડી આવ્યાં.

તેઓએ આવીને પોતાના દીકરાનું મુડદુંજ માત્ર દીઠું!

તેઓ જોયછે તો અમીના માથું મોહડું કુટીને રડતી હતી. "ઓ શેઠ! ઓ શેઠ! ઓ જાલ! ઓ જાલ!" તે પોતાના શેઠને જોઈને માહેતમના પોકાર મારવા પડી.

અને હવે આ ઘેરમાં ચાલેલી રડારોલનું કોણ બયાન કરશે? શીરીન અને હમાયજીના ગમનો તો કાંઈ પાર નહી હતો. જાલ પોતાના મીઠા શબ્દોથી, પોતાની ડાહી ડાહી વાતોથી, પોતાની હોશ્યારી અને ચબરાકીથી એકેએક જણને વ્હાલો હતો.

લવજી પેહલાં તો રડયો, પણ તે તેનું છેલુંજ રડવું હતું. આવે વખતે ઘેરના ધણીએ તો હીમત રાખવી જોઇયે. તે હીમત એકલા લવજીમાં હતી. તેણે રૂદનને બદલે પોતાના દીકરાના રૂહને માટે એક ટુકી બંદગી કીધી.

"છેલો પ્રાણ કયારે મેલ્યો?" તેણે અમીનાને પુછયું.

"ખોદા જાણે સાહેબ, હું હમણા આવી ત્યારે તો થઇ ચુકેલું હતું." અમીનાએ જવાબ દીધો.

"ત્યારે આગળ કોણ હતું?"

"મેડમ બુશો હતાં, સાહેબ."

"ગરીબ બિચારી મેડમ બુશો!" લવજી દયા ખાઈને બોલ્યો. "શું એણે મારા દીકરાપર જેહેમત ખેંચીછ!"

"મેડમ જાલને પોતાના દીકરા સમાન ચાહેછ. તે ઘણી માહેતમ કરેછ."

"તે કયાં છે?"

"હમણાજ હું તેને પાસેના ઓરડામાં મુકી આવીછ."

"હું જઇને તેને દિલાસો દેઉં."

"સાહેબ, સાહેબ, એક અરજ સાંભળો." અમીના તેને થોબાવી બોલી "ઘેરમાં તમારૂં ક્રિયાકામ ચાલશે તેટલાં મેડમને કયાં રાખશો? જો અડચણ નહી હોય તો પાસેના છુટા બંગલામાં મારી સાથે એવણને રાખીશ."

"ઠીક છે. ઘણું સારૂં."

લવજી પાસેના ઓરડામાં મેડમ પાસે ગયો અને બોલ્યો "મેડમ, અફસોસ! કે મારા દીકરા પછવાડેની તમારી માને તોલની મેહેનત સઘલી રદ ગઈ!"

"નસીબ! સાહેબ, મારાં નસીબ!" મેડમ બુશો રડવા લાગી.

"હું જાણુંછ, મેડમ, કે જાલે બધાંથી વધારે તમારો પ્યાર મેલવ્યો હતો."

લવજી તેનો થંડો હાથ પોતાના હાથમાં દાબી બોલ્યો.

"જાલને ખોહવાનું દુઃખ મારા પોતાના દીકરાને ખોહવા જેટલું મને લાગેછજી." બચું એટલું બોલીને પાછી રડી પડી.

આ શબ્દોમાં ભેદ હતો, પણ બિચારો લવજી તે સમજી શકયો નહી.

આ વળી બચુંની એક પરિક્ષાનો વખત આવ્યો. લવજીનો હાથ તેના હાથમાં આ-વી દિલસોજીથી છેલી જુદાઈ પછી આ પેહલવેહલોજ આવ્યો અને તેની જાદુઈ અસર તળે બચું એકવાર ફરી પોતાને ભુલી જવા તુલીક થઈ.

પણ તેટલાં અમીના આવી લાગ્યાથી તેની યાદ પાછી ઠેકાણે આવી.

"સાહેબ, મોટાંબાઈ હમાયજી તમોને તેડેછ." અમીનાએ પેગામ કહ્યો "તેવણ કેહછ કે હવે ક્રિયામાર્ગના કામોમાં ઢીલ થવી નહી જોઇયે."

લવજી વધારે ગમ નહી કરવા વિષે બચુંને દિલાસો દઈ ગયો.

ઘેરમાં લવજીએ સર્વેને પટાવી મુગાં રાખ્યાં અને મોદી કાસ્તલે પાછી ગંભીર ચુપકીદી એખત્યાર કીધી.

ક્રિયાકામની સઘલી મેનીજ હમાયજીએ પોતાની સરેસતાની ખબરદારીથી કીધી.

જાલની પાયદસ્તની ગંભીર મિજલશ મોટાં માન સાથ નીકલી.

તે પાયદસ્તમાં એક નવા માણસે સર્વેની નજર ખેંચી. તે પાહાલણજી હીરાભોગીનો દોલી હતો.

જાલ પછવાડે રડનારાઓમાં તે મુખ્ય હતો કેમકે તેનું છુટી આવવું, કે જેને માટે બિચારા લવજીએ આટલો જીવ તોડયો હતો, તે લવજીનેજ અપસકુન જેવું થઈ પડયું હતું.

શીરીનનો ભાઈ જે દહાડે જીવતો થઈ આવ્યો તેજ દહાડે લવજીનું આ દુધમળ બાળક જીવથી ગયું!

---

## પ્રકરણ ૩૭ મું.

## બચ્ચું ગયુંછે—બચું જાયછે.

હવે દસમું વીતી ગયું.

"મેડમ ખુશો" આજારી પડી. તેણે જા-લની પછવાડે તેને જઈ મળવાની છુપી બાધા લીધી. એ કબુલાત તે પાર પાડવા માંગેછે કે શું?

ઘરમાં રવાનને લીધે અને પછી રવા-નની ક્રિયાને લીધે "મેડમ ખુશો" ને મોદી કાસ્ટલનેજ લગતા એક છુટા બંગલામાં રાખી હતી. તેની ચાકરી કરવા માટે તેની આગળ અમીનાને રાખી હતી. અમીના કરતાં વિશ્વાસુ બીજું કોણ હતું?

લવજીને મેડમની માંદગી વીષે ખબર હતી. આખાં ઘેરને ખબર હતી. લવજી દરરોજ અમીનાને માત્ર હકીકત પુછતો હતો. ઘડી ઘડી તેની પાસે જઇ તેને અ-સ્વસ્થ કરવાનું લવજીને પસંદ નહી હતું.

જાલની હેજગારીમાં "મેડમ ખુશો" આજારી પડીછે એમ ઘેરમાં સર્વ કોઈ માનતાં હતાં. જાલ તરફની તેની ચાલનાં વખાણ આખા ઘેરમાં વાજી રહ્યાં હતાં, જાલની માવજત ઉપર આ વફાદાર ગવ-રનેસે પોતાની સુખાકારીનો ભોગ આપ્યો છે એમ એક અવાજે કબુલ રાખવામાં આવતું હતું.

પણ આ મડમને શું છે? તે કોઈ સમજી શકતું નહી હતું. તે એકાંત રેહવા ચાહતી હતી. કોઇને મળવાને ખુશી નહી હતી. ખરેખર જાલના ગુજરવા માટે ઊંડા, ઘાડા ગમમાં હતી.

તે ડાકટરને પણ તેડાવતી નહી હતી. જાલના ગુજરવા પછી લવજીએ બે વાર અ-મીના પાસે કેહવડાવ્યું કે ડાકટરને બોલાવી

દવા કરે. પણ "મેડમ બુશોં" નો એકજ જવાબ હતો—આખા ગામના ડાકટરો એકઠા મળશે પણ તેનું દુઃખ સાજું કરવાના નથી. બાહેરનું એ તો દુઃખ છે, ગમ માત્ર લાગ્યોછે. તે દવાદારૂથી શું સારો થવાનો છે?

શીરીન પણ સીક હતી. તેને ત્રીજી વારના હમેલ હતા. તેવા વખતમાં જાલના ગુજરવાથી શીરીનની હાલત પણ બારીક થઈ પડી અને લવજીને ઘણી ફિકર હતી. ડાકટર શીરીનને જોવા રોજ આવતો તોપણ "મેડમ બુશોં" તેને બોલાવીને દવા કરવા ના પાડતી હતી.

અમીનાથી જે હકીકત ઘેરમાં જણાયલી તે એટલીજ હતી કે આ મડમની ભુખ મરી ગઈ હતી. તે બદનથી પીલાતી જતી હતી. તે તવાઇને તાવદાન થઈ હતી. બીજું કાંઇ નહી.

તે છોકરાંને દરરોજ પોતાની પાસે બોલાવતી. છોકરાંને જોવાથીજ તે સુખી અને સંતોશી રેહતી. હાલ તેમને શિખવવાનું કામ ચાલતું ન હતું. કેળવણીનું કામ ચલાવવા જેટલી "મેડમ બુશોં"માં શક્તિ ન હતી. લવજીએ પણ કેહેવડાવ્યું કે તે તદન સાજી થાય નહી ત્યાંસુધી બચ્ચાંઓને શિખવવાની કશી ઉતાવલ કરવી નહી.

આ અંતરમાં બચુંએ પોતાની હાલત ઉપર ઘણો વિચાર કીધો અને ઘણી ફીકર રાખી. તે બીહતી કે તેનું મરણ નજદીક આવ્યુંછે પણ આ ઘેરમાં તે મરી જાય તો પછી શું થાય?

એકવાર ફરી તેણે માદી કાસ્ટલ છોડી જવાનું ઠરાવ્યું. પણ હવે તે છુપી જતી નથી. સર્વેને કહીને, સર્વેની રજા લઇને ખુલ્લી રીતે અંહીથી જવાનો તેણે ઠરાવ કીધો.

તેને અંહીથી જવાનું કારણ શું?

તેને અંહી રેહવાનું કારણ શું?

અંહી આવવામાં એ બિચારીએ ઘણો જોખમ ખેડયોછે, ઘણું ખમ્યું છે. અંહી તેને ખરેખર દુઃખના પહાડના પહાડો ચઢવા પડયાછે. તે બધાં દુઃખ ખમાયાં, પણ આ ઘેરમાં મરવાનું દુઃખ તો નહી ખમાય. જ્યાં પોતે ધિક્કારમાં પડેલી, જ્યાં પોતે હીણાયલી, જ્યાંથી પોતે નહાસી ગયલી, જ્યાં બીજી શોખ આવેલી—ત્યાં મરણ પામવાનું દુઃખ સર્વેથી મોટું, નહી ખમાય એવું તેને લાગ્યું. આ ઘેરમાં તે છુપી આવીને ભરાઈ, છુપું ખાધું પીધું, છુપી ફરી-હરી, તે સઘલું છુપું રેહવામાંજ તે પોતાની શોભા સમજી. લવજીની ધણીયાણી દાખલ તે જણાય તે મોટી ફજીયતી સરખું માન્યું. અગત્ય કરીને મરતી વખતે તે જાહેર થાય, તો બિચારો લવજી પોતાને બે જીવતી બાયડી વચે દેખી કેડલો ગુચવાડામાં પડે તેના ખ્યાલથી બચું ગોભા પેલી થઈ ગઈ.

અમીના તેની છુપી મસલતમાં હતી. તે બચુંના આ છુપા ભેદથી ઘણીજ બીહતી હતી. આ જીવતી બચું છે કે મુવેલી બચું ભુત થઈ આવીછે તે વિષે હજી તેના મનનો વેહમ ભાગ્યો નહી હતો. બચુંએ તેની ઘણીખી ખાતરી કીધી કે તે મરી ગઈ નથી પણ જીવતીજ રહીછે અને જીવતીજ પાછી આવીછે—આ ભેદ અમીના માનેછે અને પુરતી ઇમાનદારીથી તેણે છુપો રાખ્યોછે—પણ હજી તેના મનમાં તરેહવાર વેહમો ઉપજ્યા કરેછે. અને તેટલા માટે સઘલી પંચાત પતાવી દેવાનો તેને પણ ઉપાય એજ સુજ્યો કે હવે આ આગલી બાઇએ અંહીથી જવું જોઇયે.

આ કેવો દુઃખદાયક ઠરાવ કેવે કવખતે કરવો પડેછે! આગળ બચું આ ઘેર ખુશીથી છોડી ગઈ હતી—હમણા નાખુશીથી છોડી જવા કરેછે. આગળ તે છોડી ગઇ ત્યારે લવજીને જેટલો ચાહતી નહી તે કરતાં એક હજાર ઘણા જોસથી તે લવજીને આજે ચાહેછે. આગળ કરતાં હમણા સર્વે છોકરાંને પડોશ પણ જીયાદા પડયોછે.

તેવા વખતમાં આ ઘેર છોડી જવાનું દુઃખ અલબતાં મોટું છે. પણ અંહી રેહવામાં વળી ઉપર કહ્યું તેમ, વધારે મોટું દુઃખ છે.

જવું તો બસ જવુંજ. એકવાર વિચાર થયો તો પછી નકીજ કીધો. "મેરુમ ખુશીં" એ પકો ઠાવ કીધો અને હવે પોતાના શેઠ શેઠાણીની રજા માંગવાની તે તક શોધતી રહી.

જાલનું દસમું વીત્યા પછી તેણે આ તક લીધી.

• શીરીન જોકે લગાર વધારે સીક હતી તોપણ "મેરુમ ખુશીં" મળવા માગેછે એમ અમીનાથી સાંભળતાંજ તેણે મોટી ખુશીથી તેને પોતાની આગળ તેડાવી.

શીરીન માત્ર એક કોચ ઉપર અઢેલીને બેઠેલી હતી. લવજી તેના પાસામાં પ્યાર કરતો બેઠેલો હતો. તે મેરુમને આવતો જોઈ તુર્ત ઉઠયો અને આ બે જણને ખાનગી વાત કરતાં રાખીને તે બીજા ઓરડામાં ગયો.

"મેરુમ, અમીનાથી મેં જાણ્યુંછે કે તમે અમોને છોડી જવા માંગોછો." ખબર અંતર અને ખેર આફીયત પુછયા પછી શીરીને ઘણી નરમાસથી વાત ચલાવી. "પણ તમોને ખોહવાથી અમે ઘણાં દુખી થઈશું."

"તમારાથી અને આ વ્હાલાં કુટુંબથી છુટી પડતાં મને ઓછું દુઃખ નથી ઉપજવાનું, બાઈ સાહેબ." મેરુમે ઉદાસીથી ઉતર વાળ્યો.

"અગત્ય કરીને હું ખુચી-જરીને વાસ્તે ઘણી આતુર છું." શીરીને તકરાર લીધી. "તમે છો તે એ દીકરીની ગોયા બીજી મા છો. ટુકમાં બધાં છેકરાં ઉપરના તમારા આહની મારા લવજી જાબજા તારીફ કરેછ."

બચું ચુપ બેઠી. લવજીને જેટલો શીરીન "મારો" કેહેછે તેટલોજ બચુંનો પણ "મારો લવજી" તે હતો!

"તમારે અમોને છોડી જવું નહી જોઈએ, મેરુમ." શીરીને કાલાવાલા કરવા માંડયા. "તમોને અમે જવા દઈયે તે પણ અણઘટતું છે. બેહેસતી જાલની ચાકરી કરતાં તમે આજારી પડયાં અને તેવી આજારી હાલતમાં અમે તમોને જવા દઈયે તો પછી અમે લોકમાં મોહડું શું બતાવીયે?"

"એ તમારી લાયકી બોલોછો, પણ હવે હું લાંબો વખત જીવવાનીબી નથી."

"નહી, એમ ના બોલો, મેરુમ! તમે સાજાં થશો તો અમોને—આ બચ્ચાંને—કામનાં થશો. અને તમે જલદીથી સાજાં થશો—અગરજો તમે જરા દવા કરશો અને અમોને તમારી બનતી માવજત કરવા દેશો તો."

"અંહી આલસુ પડીને તમારો મુફતનો પગાર ખાવામાં મારી શોભા નથી."

"છોકરાં તમારી સાથે રેહેછ, એજ અમોને પુરતો બદલો તમારાથી મળેછ. તમે આજસુધી છોકરાં પછવાડે એટલી મેહેનત લીધીછ કે હવે થોડા દહાડા તમે કામ નહી કરો અને આસાએસ લેવો એમાં હરામ યા આલસુપણું કાંઈ નથી. તમે આસાએસ લઈને પાછાં ટટાર થાવો તે તમારાજ હકમાં નહી પણ અમારા—આ બચ્ચાંના હકમાં ગુણગારે છે."

"હું સાજી થઈશ, તોપણ બચ્ચાંને કામ લાગું એટલી તો કોઈ કાલે સાજી થઈશ નહી."

"એમ શું બોલોછ, મેરુમ? જા બા. તમે મને બીહીવડાવીને દુખી કરોછ. માંદગીમાં આપણે બધાં જણ એમ પોતાની આશા છોડી દઈયેછ. હમણા મને એટલી નબલાઈ લાગેછ કે મેં પણ એવા પેલા પેલા વિચાર પાંચ મિનિટ અગાઉ કીધા હતા અને મારા લવજીને પણ હું એજ વાત કેહતી હતી કે આ વેતની સુવાવડ મારી સલામત પાર ઉતરવાની નથી. પણ મારા લવજીએ મને કેટલીબધી ધીરજ આપીને મારો બધો વેહમ ભાંજી નાખ્યો! હું ચાહુંછ, મેરુમ, કે તમારી હાલની હાલતમાં તમારાં દિલનો ખતરો ભાંજવાને તમારો ભર્થાર પણ તમારી પાસે હોતે તો તમે આમ નિરાશા નહી બતાવતે. ભર્થારનું સુખ નેહાઇજ છે. ભર્થારના શાખુનોમાંજ ગોયા દુઃખની દવા ભરેલી છે."

બચું આ બાળનારા શબ્દો ઉપર ચુપ બેઠી. બચુંના ભર્થારે બચુંને એમજ ધીરજ આપી હતી અને તે જે શીરીનનો ભર્થાર થયોછે તેજ હતો.

"હું માગી લઉંછ, મેડમ, કે તમે જવાનો વિચાર ના કરો. તમે જાલનો ગમ વિસારી દેવો. જરા દવાદારૂ અને ખાનું પીણું શરૂ કરો ને અંહીજ સુખમાં રહો."

"હું કાંઇ જાલને લીધે આજારી પડી નથી." બચુંએ હવે મજબુતીથી જવાબ દીધો. "પણ બસ, મને હવે રજા આપો. મને માફ કરો. હું તો જવાની.' મેં ઠરાવ કીધોછ."

"વારૂ તમે જવાનો ઠરાવ કીધોછ, તો થોડી મુદતની રજા ઉપર જાવો. હવા ફેરફાર કરવા જાવો. જુવો, મારૂં કહ્યું માનો તો હું એક રસ્તો બતાવું, મેડમ. તમે હમણા અંહી આવ્યાની અગાઉ મારા લવજીએ મને માથેરાન જવાની ઓહોસ કીધીછ. મેં કહ્યું કે જાલ જેવા દીકરાને હજી તો દસ દહાડા થયા તેટલામાં હું તો નથી જવાની. લવજી માનતા નથી. તેવણ ઓહોસ કરેછ કે જાલને ખોહવાનું દુઃખ મોટું તો છે પણ તે દુઃખને સારૂ શું જાલની માને પણ ખોહવી? મારી જે સુવાવડ નજદીક આવીછ તેને માટે લવજી જરૂરનું વિચારેછ કે મારે માથેરાન જઇને મારી તનદરોસતી આગમચથી સુધારવીજ જોઇયે. મને કેહેજે તારો શોક માથેરાનમાં ગમે એટલો પાળ્યા કરજે પણ માથેરાન જવું તો જોઇયે. આ હુજત આગળ મારૂં કાંઇ ચાલતું નથી. મારા વરનો હુખન મારાથી રદ કરાય નહી. માટે મેં માથેરાન જવાનું હમણાજ, તમારા આવ્યાની અગાઉ કબુલ કીધુંછ. હવે હું એમ કેહેવા માગુંછ કે તમે પણ સીકના સીક ચાલોછ, તમે પણ અંહી રેહવાથી કંટાલી ગયાંછ, તમોને હવા ફેરફારની અગત્ય છે અને તેથી તમે અમોને તદન છોડી જવાને બદલે મારી સાથે માથેરાન આવો. મેં વિચાર તો એકલીએજ જવાનો કીધોછ, પણ જો તમે સાથે આવો તો આપણે બધાંજણ સાથે જઇયે."

"નહીજી. મને માફ કરો." બસ મેડમ તો એકજ મમત લઇ બેઠી. "માથેરાન જવાથી મારી તનદરોસતી સુધરવાને બદલે ઓર બિગડશે. મને એકાંતપણું જોઇયેછ અને તેથી હું બાહાર જઇ એકલીજ રેહેવા માગુંછ. માટે મને એકદમ જવાની રજા આપો. અગરજો વધારે મેહરબાની કરવા ચાહતાં હોવ તો એટલીજ મેહરબાની કરો કે તુમારી ચાકરી છોડી જવા માટે એક મહીનાની નોટિસ આપવાની મારી જે ફરજ છે, તે ફરજમાંથી મને મોકલી કરો અને મને ગમે ત્યારે જવાની રજા આપો."

"ઠીક છે. જેમ તમારી મરજી." શીરીને અંતે રજા આપી. "તમે ઓહોસજ કરોછ ત્યારે હું નાચાર છું. તમે અમારી સાથ એટલી બધી લાયકીથી ચાલ્યાંછ કે છેલી ઘડીએ તમોને હું નાખુશ કરીશ નહી. તમે જેમ કહો તેમ મને કબુલ છે. તમારે ગમે ત્યારે જજો અને ગમે ત્યારે પાછાં પણ આવજો. હવે કાંઇ છે?"

"તમારી મોટી મેહરબાની થઇ." બચું ઉઠતાં ઉઠતાં બોલી.

"પણ વારૂં હવે મારી એક છેલી અરજ સાંભળશો?" બચું ઉઠવા જતી હતી તેને અટકાવીને શીરીને માગી લીધું. "હું માથેરાન જાવું તેટલાજ દહાડા અંહી રેહવાની મેહેરબાની કરો. તમે છોકરાંની આગલ રેહશો એવા ભરૂસા ઉપર તો મેં માથેરાન જવા કબુલ્યુંછ, પણ તમે જશો તો પછી હું છોકરાંને કોણપર મુકી જઇશ? હું ઘણા દહાડા માથેરાન રેહવાની નથી. લવજી સાથ મેં માત્ર પંદર દહાડાની શરત કીધીછ અને માથેરાન એવી તો શીતલ જગ્યા છે કે ત્યાં હવા ફેરફારને માટે પંદર દહાડા ઘણા છે. વળી મારી સુવાવડનો હિગામ એટલો પાસે આવ્યોછ કે પંદરથી વધારે દહાડા મારીથી ત્યાં રેહવાશેજ નહી. માટે બેહેસતી જાલના માસીસા અગાઉ તો હું પાછી આવીશ. તેટલા દિવસ હું માગી લેવુંછ કે, તમે અંહી છોકરાંની પાસે રહો. પંદરથી સોલમો દહાડો થાય તો તમે સુખેથી ચાલી જજો, પણ તમારીથી છુટી પડવા આગળ હું પંદર દહા-

ડાની મેહેતલ માગુંછ. કાલાવાલા કરીને માગુંછ, તે ના પાડી મને દુખી કરશો નહી."

આ કાકલુદી ભરેલી અરજ બચુંથી કેમ રદ કરાય?

એબી બચુંનાં બચ્ચાંનાજ ફાયદાની અને સુખની વાત હતી. જે બચ્ચાંની જતન સારૂ તે અંહી આવીછે તેજ બચ્ચાંની જતન ચાલુ રાખવાની એ વાત છે. શીરીન તે બચ્ચાંને છોડી થોડા દિવસ દૂર જાય તેજ વખતે શું બચુંએ બી તેમને વીહલાં મુકીને ચાલી જવું ઘટે? મા હાજર રહી ત્યારે એકને બદલે બબે મા રહી, અને જવા નીકલી ત્યારે શું બેહુ માઓએ સાથે જવું જોઇયે? સાવકી માએ તો આ બચ્ચાંને એકલાં મુકી જવા ચાહ્યું, પણ તેવાજ વખતમાં સગી માએબી શું તેમને છોડી જવાં? નહી, શીરીનની આ અરજ બચુંથી રદ કરાય એવી નહી હતી. આ ઘેર છોડી જવાના સઘલા પકા ઠરાવ છતાં અંહી રેહવાની તેને ફરજ પડી.

પંદર દિવસ વધારે રેહવાનું "મેડમ ખુશો" એ નાચારીથી કબૂલ કીધું.

"ઠંક યુ! ઠંક યુ!" ઘણી ખુશી થઈ શીરીન તેનો ઉપકાર માનવા લાગી. "આ પંદર દિવસ હું તમોને અંહી રાખુંછ ખરી, પણ ફકત છોકરાંની આગળ રેહવાને માટે રાખુંછ. ખુરશી–જરી હવે દહાડેનું બચ્ચું થવા આવીછ, તેવા વખતમાં તેને એકલી મુકીને જવાનું સારૂં નથી. તેની સંભાલને માટે કોઇબી વડું બૈરૂં તેની આગળ જોઇયે અને એટલાજ માટે મેં તમોને ઓહોંસ કીધાછ. પણ તેમ કરતાં તમે 'સીક' છો તે હું ભુલી જતી નથી. તમે પંદર દિવસ વધારે અમારી ચાકરીમાં રેહશો ખરાં, પણ તમારી આવી નબલી હાલતમાં હું તમારાથી ચાકરી માગીશ નહી. હું અમીનાને તાકીદ કરીશ કે તમારી પુરતી ચાકરી કરે, તમારી આગળથી જરી ખીસે નહી અને તમોને કશું પણ કામ કરવા દેય નહી. મેડમ, આ પંદર દીવસની વધુ ચાકરીમાં ફકત એટલા દહાડાની તમોને છુટી માત્ર ગણજો. અંહી રેહવું એજ તમારૂં કામ છે અને બીજું કશું કામ નથી એમ ગણજો. છોકરાંઓની કેળવણી એટલા દહાડા બંધ રાખજો. તેમની સારવાર કરવાની તમોને અગત્ય નથી. એ બધું કામ અમીના કરશે. હું માથેરાન રહું તેટલા દિવસ તમે છોકરાં આગળ, અગત્ય કરીને ખુરશી-જરીની આગળ રેહેશો એજ તમારા રેહેવાનો પુરતો બદલો હું સમજીશ."

શીરીન કેટલીબધી મેહરબાન થઇછે! અને તેબી કોણપર? વાંચનાર, ઘણાં વર્ષ ઉપરનો પેલો દહાડો તમોને યાદ છે કે જ્યારે બચું લવજી સાથ પરણી આવ્યા પછી શીરીન પેહલવેહલીજ મળવા આવી હતી અને બચું ઉપર લવજી કેવો પ્યાર કરેછે તે દૂરથી જોઇને એજ શીરીન કેવી બળતી હતી. કેમકે તેણે તો લવજી સાથના લગ્ન ઉપર પોતાની ઉમેદ બાંધેલી હતી અને તે ઉમેદ આ બચું જેવી શોખના આવ્યાથી તદન ભંગ થયલી તે સમજતી હતી!

આજે કેવો ફેરફાર! આજે પોતાની તે શોખ ઉપર શીરીન શોખ થઈ આવીછે અને તોપણ પોતાની એ શોખને ઓહોંસ કરીને રાખેછે.

એ શું હશે? એમાં મોટો ભેદ છે. પણ શીરીન પોતેબી એ ભેદ જાણતી નથી.

---

## પ્રકરણ ૩૯ મું.

## પવિત્ર હુવાલાઓ.

પંદર દહાડાની મેહેતલ કબુલ કરીને બચું શીરીનના ઓરડાની બાહેર નીકલી.

મોટા દાદર ઉપર નાનો મસ્તીખોર રુસ્તમ "જરી! ખુરી–જરી!" કરી હાંક મારતો મળ્યો અને જરીને માટે હાંક મારતાં મારતાં "મેડમ ખુશો" સામી મળ્યાથી જરા ડરી ગયો.

"ખુરી–જરીને કોણ તેડછ!" મેડમે પુછ્યું. "તેને શું છે?"

"હું તેડુંછ તેને—હું શોધુંછ." રુસ્તમે જવાબ દીધો.

"કાં? તેને કાં તેડાછ, બા?"

"મને કામ છે. ખુરીનું મને કામ છે."

"શું કામ છે? તે તો શિખવા બેઠલી છે. તેનાથી ઉઠાશે નહી. મને કામ કેહેશો અને મારી નજરમાં આવશે તો તેને રજા આપીશ."

"હું તેને ફરવા લઇ જવા માગુંછ. મને એના બાપે રજા આપીછ."

"તમારીથી ફરવા લઈ જવાય નહી. રુસ્તમ, તું મસતીખોર છોકરો છે, તારી સંભાલમાં છોકરાંને એકલાં મોકલાય નહી."

"હું શું કાંઈ નાનોબાનો છું કે?" રુસ્તમે પોતાના ધારા પ્રમાણે તીખાસ બતાવ્યો. "ખુરી-જરીને અને બીજાં છોકરાંઓને મારી સાથે ફેરવવા લઈ જાવું ત્યારે તો મને વધારે સંભાલ લેવી પડ. એની સંભાલને વાસતે બામબ્બા હું વધારે સાવધ રહીશ. કેમકે—કેમકે તમે જાણતાં નથી. મેડમ કે—"

"શું? કેમકે શું?" બચુંએ પુછ્યું.

"ખુરી-જરી સાથ હું પરણવાનો છું." રુસ્તમે તેના કાનપર પડીને ઘણી ગંભીરાઈથી પણ ઘણા હર્ષથી જવાબ દીધો.

નાના રુસ્તમની આ મનની મુરાદ વાંચનારે આગળ સાંભળીછે. નાનો રુસ્તમ આગળ પણ એકવાર એજ પ્રમાણે ખુરી-જરીને પરણવાની પોતાની ઉમેદ "મેડમ ખુશો" આગળ બોલ્યો હતો.

"એ કાનપર પડીને શી ગુસગુસ ચલાવેછ?" અંહી એક અવાજ તેઓની વચે અચબુચ સંભળાયો. "રુસ્તમ, તું જાણતો નથી કે 'મેડમ ખુશો' બિચારી સીક છે. તેવણને દાદર ઉપર રોકી રાખીને શું કંટાલો આપેછ?"

આ અવાજ રુસ્તમના બાપ જાંહગીરનો હતો. તે અને લવજી બેહુ જણ હેઠલથી માળા ઉપર આવતા હતા, ત્યાં દાદર ઉપરજ "મેડમ ખુશો" હેઠલ ઉતરતાં મળી અને નાના રુસ્તમને ગંભીરાઇથી મેડમના કાન ઉપર પડી હલુસે વાત કરતો જોવાથી તેઓને ઘણી નવાઇ ઉપજી.

"ઓહો! રુસ્તમ, દીકરા કાંઈ ડાહ્યો થઈ ગયોછ કે મેડમ આગળ શાન સલુકથી વાત કરેછ?" લવજીએ તેની ટકોર કીધી "એટલીબધી અગતની શી વાતે વલગ્યોછ?"

મેડમ ખુશોના દુખી હોઠ આજે ઘણે દહાડે જરા હસતા દેખાયા. તે જવાબ દઇ શકી નહી. પણ રુસ્તમના જવાબની વાર જોતી ઉભી.

"લેવોની, શી વાત હતી તે હું ખરેખરી કહી દેવું!" રુસતમે જરા આનાકાની બતાવ્યા પછી ખરૂં બોલવાની એકદમ હીમત કીધી. રુસતમ ગમે એવો મસ્તીખોર હતો, પણ હીમતવાન હતો—અને સાચોબી હતો. તે સાચો હતો તેથી હીમતવાન હતો કે હીમતવાન હતો તેથી કરીને સાચો હતો?

ગમે તેમ હોય પણ રુસ્તમ જ્યારથી પોતાના બાપની સંભાલે તલે આવ્યો ત્યારથી તેના બાપ જાંહાંગીરે તેને મરદાનગી ભરેલી કેળવણી આપી હતી. અને સાચું બોલવું એ મરદાનગીનો એક ભાગ માત્ર છે. ખચીત

આ નૌજવાન છોકરો જો પોતાની મા જીજુરીવાળી રતનબાઇની સંભાલ તલે રહ્યો હોત તો અત્યારમાં બગી બિગડી ગયો હોત. તેને નઠારી માની નઠારી ખાશિયતો તલે બિગડી જવાના ભયથી તો આમખા તેના દેશ દેશ ભટકતા બાપે તેને પોતાની સાથે રાખ્યો હતો.

"હું મેરુમ બુશીને બુચી-જરી સાથે પરણવાનો મારો વિચાર કેહતો હતો, બાવાજી." રૂસતમ બોલ્યો.

લવજી હસી પડયો, જાંહગીરે જરા નેણ ફેરવ્યાં, પણ રૂસતમે પોતાની હીમત છોડી નહી.

"ખરૂં બોલવાને હું બીહતો નથી, બાવા. મેં મારા મનમાં ઠરાવ કીધોછ કે હું જ્યારેબી પરણીશ, ત્યારે બુચી-જરી સાથેજ પરણીશ. હમણાં નહી. હમણા તો અમે બેહુ જણ નાનાં છીયે. પણ જ્યારે અમે મોટાં થઇશું અને હું બારિસ્ટર થઇશ ત્યાર પછી અમે બેહુ જણ માટી બૈયર થઇશું. તમે તે પસંદ કરશો અને લવજીકાકા અમોને રજા આપશે."

"હમણાં નહી, હમણા નહી." લવજીએ રસુજમાં કહ્યું "હું દરખાસ્ત કરૂંછ કે એ વાત આપણે આજથી દસ વર્ષ શુધી મુલતવી રાખીયે."

"ચેડા છોકરા! નાદાન તે નાદાનજ!" જાંહગીરે પોતાના દીકરાને નરમ ઠપકો આપ્યો. "શરમ છે કે એક બચ્ચાંને વાસતે તું એવા વિચાર બાંધી બેઠોછ! સેકચલી! મોટો થાય ત્યારની વાત! તેટલાં અગાઉથીજ હવાપર કીલા બાંધી બેઠોછ?"

"હું સેકચલ્લી નથી. મેં મારો પાકો વિચાર બાંધ્યોછ. હું હવે પછીની મારી ચાલ એજ વિચારને મળતી ચલાવીશ. લવજીકાકા એ વાત દસ વરસ પછી કરવા કેહેછ તો હુંબી તેમજ કહુંછ. પણ હું તે વીસરવાનો નથી. દસ વર્ષ પછી લવજીકાકા મને જરી સાથ પરણાવવામાં વાંધો નહી લઇ શકે એવી રીતે હું મારી ચાલચલણ રાખીશ. જેવા લવજી છે તેવોજ હું પણ થવાની કોશેશ કરીશ અને તે એજ કે હું એક આબરૂદાર ગ્રહસ્થ થઇશ. અને પછી લવજીકાકાનું કાંઇ ચાલશે નહી. તમે તે જાણજો એટલે ઠીક છે ને હું હવે જલદીથી માયજીને પણ મારી એ ધારણા કહીશ."

"પછી રોટીટોટા પીસાશે. એક બુરી લેશે ને બીજો ચુહલીયો લેશે." જાંહાંગીરે પોતાની બાવડી વિશેનું હલકું મત બતાવ્યું.

"તેમ નહી થશે." રૂસતમે ધીરજ આપી "મારો એ વિચાર માયબી પસંદ કરશે. આગળ કરતાં હમણાં હું માયને વધારે સમજાવી શકુંછ."

આ વાત વધારવા લાયક નહી હતી. રૂસતમ પોતાના બાપ અને લવજી સાથ આ વાત કરતો ચાલી ગયો અને જલદીથી એ વાત વીસરી ગયો.

બચું પડતી ખડતી પોતાની એકાંત બંગલીમાં ગઇ, પણ તે એ વાત વીસરી ગઇ નહી.

તેજ સાંજે રૂસતમ બાગના પાછલા ખુણમાં એકલો રમતો હતો. તે ફરતો ફરતો "મેરુમ બુશી"ની એકાંત બંગલી તરફ આવ્યો કે જ્યાં એ માદી મડમ પોતાના ઓટલા ઉપર બેસીને મૃતતોલ મુડદાલપણાંમાં ગોયા ઝુપતી હતી.

રૂસતમ તેના હાલ ઉપર ગોયા દયા લાવી તેની પાસે ગયો અને વાતે વલગ્યો.

બચુંને તેવુંજ જોઇતું હતું. રૂસતમની આગલી વાત આગળ વધારવાનો તેણે વિચાર કરી રાખ્યો હતો.

શીરીને રૂસતમને છોકરાં સાથ એકલો જવાની રજા નહી આપી તે ઉપરથી શીરીનની અને શીરીન ઉપરથી તેના સાવકાં બચ્ચાંની અને સાવકાં બચ્ચાં ઉપરથી બુચીજરીની વાત રૂસતમજ કાહડી બેઠો અને બચુંએ જોયું કે આ ચાલાક છોકરો બચુંનાં બચ્ચાંને ચાહેછે તે બચુંને ખાતરજ ચાહેછે. બચુંના નામની યાદને પવિત્ર ગણનાર જો કોઇબી આ ઘેરમાં રહ્યું હોય તો તે રૂસતમ છે.

"રૂસ્તમ, દીકારા, તું બુચી-જરીની આટલી મમતા દેખાડતાં એ બુચીની મા બચુંને ભુલી ગયોછ?" બચુંએ વાતપરથી વાત કાહડીને પુછ્યું.

"બચુંની શી વાત? હું કાંઈ ભુલી ગયો નથી." રૂસ્તમે જોસાથી જવાબ દીધો.

"બચુંની આગલી ચાલની વાત?" બચુંએ અજાણી થઇને યાદ આપવાનું ચાલુ રાખ્યું. "તે આ ઘેરને બદનામી લગાડીને જતી રહી તે બદનામીની વાત તું ભુલી ગયોછ કે તેવી બચુંની બુચીને તું આટલી ચાહેછ?"

"પણ બુચી તે કાંઈ બચું નથી?"

"તોબી બુચીની માને લીધે બુચીને પણ ચાહવામાં હરકત થતી હશે? તારા બાવા અને મા તારી ઉમેદમાં આડાં આવશે?"

"નહી આવે. બાવા તો બચુંને ચાહતા હતા. આજ ઘેર તેને યાદ કરેછ, માટે તેવણ બુચીને નહી ચાહે એમ નથી. તમે એને ચાહોછ કે, મેડમ?"

"હું પણ બુચીને ઘણી ચાહુંછ. હું અંહી નોકરીમાં આવીછ ત્યારથી એ બુચી મને તો મા કરી ગણેછ અને હું તેને માના જેટલી ચાહુંછ."

બચું આ બોલો ઉપર અચબુચ જોસમાં આવી ગઈ. રૂસ્તમ ગુચવાડામાં પડયો.

"રૂસ્તમ! રૂસ્તમ! મારી અરજ સાંભળશે?" તે રૂસ્તમનો હાથ પોતાના હાથમાં જોસથી દાબીને બોલી. "મારી એક છુપી અરજ છે."

"હા. કહો, મેડમ, કહો." રૂસ્તમ તેને અચરતીથી એકી ટગરે ટીકતાં બોલ્યો.

"દીકરા, હું હવે અંહી થોડા દહાડાની છું."

"તમે ચાકરી છોડી જાવોછ?"

"હું જવાની છું અને સદાની જવાની છું. હું ત્યાં જવાની છું કે જ્યાં સર્વે દુઃખનો છેડો આવેછ અને જ્યાં સર્વેને તે સાહેબ એક સપાટી ઉપર ગણેછ અને ચાહેછ, જ્યાં આપણા દુખોની દાદ મળેછ અને જ્યાં પાપોની સજા મળેછ, ત્યાં હું જવાની છું. હવે આપણે ફરીથી મળવાનાં નથી, દીકરા રૂસ્તમ, માટે તેવી અંતની ઘડીએ હું તારી પાસેથી એક મેહરબાની માગુંછ."

"એ તમે શું બકોછ? મેડમ, તમે ઘેલાં થયાંછ."

"નહી, હું ખરૂં કહુંછ. આ મારી છેલી અરેજ છે અને તે એ કે આ મારી નાની, લાડકલી બુચી-જરીનો તું હાથ પકડજે અને તેને આ ભવસાગરમાં તરવજે."

"એટલે? એટલે?"

"તું એ મા વનાની સુંદરીને ચાહેછ તો પુરેપુરી ચાહજે. નિંદાખોરની નિંદક જીભ સામે એ નિર્દોશાને બચાવજે. અગરજો એ કુંવરીનું ઈનામ લગ્નમાં તારે હાથ આવે તો તેની તરફ તું વફાદાર રેહેજે, અને તેની માની કસુરને લીધે એ દીકરીને કોઈ પજવે નહી, કોઈ સતાવે નહી તેની સંભાલ રાખજે. માના દોશનો દીકરીને ડાઘ લાગવા દેતો ના. માની ખામીને માટે એ દીકરીને એક વાંકો શબ્દ બોલવા દેતો ના. તેના બાલનેબી અલવલ આવવા દેતો ના."

"કદીબી નહી! કદીબી નહી." રૂસ્તમ પણ આ શબ્દોથી જોસમાં આવી ગયો. તેની આંખ્યોમાંથી પાણીના કતરા વેહત થયા. તે બોલ્યો "મેડમ, તમે ખાતરી રાખજો કે બિચારી બચુંને હું પેહલાં જેવી ચાહતો હતો તેવી આજેબી ચાહુંછ અને તેવીજ મારાં લગ્ન પછીબી ચાહીશ—પછી તે લગ્ન મરને ગમે એટલાં દૂર હોય. બુચી-જરીને તમે તેની માની યાદ ભુલાવા માગોછ. પણ એ બુચી મારી થયા પછી હું તો તેને સદા બેહેસ્તન બચુંની યાદ દઇશ અને સારીજ યાદ દઇશ. બુચીને હું ચાહુંછ તે તેની માને લીધેજ ચાહુંછ. મારી મા બેહેસ્તન બચુંની કાકી થાયછ. તેવણ જ્યારે બચું ઉપર જુલમાત ગુજારતાં ત્યારે બચુંની દયા ખાનાર એકલો હુંજ હતો. તેવી મારી માયાલુ જે બચું તેના બચ્ચાંને તેનાજ નામથી શું હું ડાઘ લાગવા દઇશ?

કદી નહી. મેડમ, હું રૂસ્તમથી તેવી આશા કદી રાખશો ના.”

આ કેવા ધીરજવંત શબ્દો! બચુંનું જીગર આ વેલા કેવા સંતોષથી ઉછલતું હતું! આ કેવો જીગરનો દોસત તેની દયા ખાતો હતો! બચુંની કેવી મરજી થઈ કે જે બચુંને તે ચાહેછ તે બચું હાલ પોતાને જાહેર કરે!

પણ નહી. આ “છેલી ઘડીએ” બી બચુંએ પોતાનું મન મારયું. પોતાનો ભેદ છુપાવ્યો.

“દીકરા, મને ભેટ.” તે રૂસ્તમને સંતોષથી કોટી કરીને બોલી “તેં તારા શખુનોથી એક મરણ પામતાં, દુખી માણસને સદાનો આરામ બખશ્યોછ. દીકરા, આ દીકરીને તું પ્યારથી પાળજે, એજ મારી મરતી વખતની અરજ છે.”

રૂસ્તમે પણ મેડમ બુશોને ચાંપીને કોટી કીધી, પણ તે સમજી શક્યો નહી. “મેડમ, મેડમ, તમે મરવાની નાખુશ વાતો શાની બોલોછ? તમે સારીપેઠે છો. તમોને કાંઈ નથી.”

આ વખતે મેડમની આંખોમાંથી નવધાર આંસુ ચાલુ થયાં. તેણે રૂસ્તમને સલામ કરી કાહાડયો અને પોતે ત્યાંથી ઉઠી જઈ પોતાના ઓરડામાં પોતાના બિછાના ઉપર એકાંત જઇને પડી.

આંહી પડી તે પડી. તે પડી તો પાછી ઉઠવા પામી નહી. તે પડી તેવી બિછાને અડી. તેને સેવટનો, સદાનો ખાટલો લાગ્યો.

આ બિછાના ઉપર “આંખ પાણી ભરવા” નો તેને લાંબો અંતર નહી મળ્યો.

તેને તાહાડનું લખલખું ચહડેલું હતું, તે થડથડ ધ્રુજતી હતી તેવામાં કોઈએ તેના ઓરડામાં આવવા માન્ડું.

સાદ ઉપરથી બચુંએ તુર્ત પીછાણ્યું કે એ તેનો આગલો બર્થાર અને હાલનો શેઠ લવજી હતો.

“આવોજી, અંદર આવોજી.” એમ કેહેતાં બચું ઉઠવા ગઇ પણ તે પાછી બિછાના ઉપર પડી ગઇ.

“ના ઉઠો, મેડમ, ઉઠવાની તસદી ના લેશો, સુઇ રહો.” લવજીને કેહવાની ફરજ પડી.

“ઉઠવા જાવુંજ એટલે ફેર આવેછ, સાહેબ.” બચું હજી પણ ઉઠવાની કોશેશ કરતાં કરતાં બોલી.

“પણ તમે ઉઠીને કયાં જાવોછ, મેડમ?” લવજી તેને [illegible]માં પોતાના હાથનો ટેકો દેતાં બોલ્યો.

“હું કેંઈ જતી નથી. માત્ર બિછાનામાં બેસવા જતી હતી, કે બેઠાં બેઠાં વાત થાય.” લવજીની મદદથી તે બિછાના ઉપર અઢેલી બેઠી.

“પણ તમે ઘણાં સીક થઈ ગયાંછ, મેડમ.” પોતાનો હાથ આપવાથી લવજીને તેની ખરી હાલત માલમ પડતાં ગભરાટ ઉપજ્યો અને તે ગભરાટમાં બોલ્યો. “તમારા દીલમાં શખત બોખાર છે. તમારૂં આખું અંગ ધ્રુજેછ.”

“મને તાઢનું એક લખલખું ચઢયુંછ, બીજું કાંઇ નથી.” તે જેમ બને તેમ પોતાની માંદગી છુપાવવા લાગી. “હવે તો હું સારીપેઠે છું. સાહેબ, આંહીવેર કાં તસદી લીધી?”

“શીરીનને કેહેવાથી મેં તો જાણ્યું કે તમે ઘણાં સીક થઇ ગયાંછ અને તેથી હું તમારી હકીકત પુછવા આવ્યોછ.” લવજી કહ્યા વગર એક ખુરસી લઈ બેઠો.

“હવે તો મને ઠીક લાગેછજી.” એટલું બોલી બચું પાછી ચુપ થઇ ગઇ.

“મને શીરીન કેહેછ, મેડમ, કે તમે અમોને છોડી જવા માગોછ?”

“હાજી.”

“પણ કાંઈ અડચણ નહી હોય તો મને કેહશો કે તમોને શું છે?”

“નબલાઇ છે. બીજું તો કશું હું ધારતી નથી.”

આ વખતે લવજી ટીકી ટીકીને જોતો હતો અને “મેડમ બુશો” નો જેટલો ચેહેરો ખુલ્લો હતો તેટલા ચેહરા ઉપરથી તેને મજબુત ભય પેઠો કે જેવા બેહેસતી

બાલના હાલ થયા હતા તેવાજ હાલ આ તેની મેહેનતુ મેડમના પણ દીસતા હતા.

"મેડમ, બાલની રાત દીસ ચાકરી કરતાં એ બેહેસતીનું દરદ તમોને ઉડયું તો નહી હોય?" લવજી ગભરાટ બતાવવા લાગ્યો. "મેં સાંભળ્યુંછ કે બહીનો મરજ પણ એકથી બીજાંને ઉડેછ."

"તે ગુલાબ સરખાં બચ્ચાંને શો દોશ દેવો?" તે પોતાનો ભરાઇ આવેલો દીબો દાબીને બોલી. "એમ કાં નહી હોય સાહેબ, કે મારો મરજ તેને, તે બીચારાને——"

"વારસામાં મળ્યો હોય" એમ તેનાથી બોલાઇમાં બોલાઈ જવાતું હતું, પણ તે બોલતાંજ તેની ભાણ આવી અને તે અટકી પડી.

"તમારો મરજ તેને ઉડયો હોય?" લવજીએ આ બાંચો પુસ્યો. "છટ છટ! તમે નાકુવત છો, પણ તમોને મરજ કાંઈ નહી હતો. આટલું તો ચોકસ છે કે તમે અંહી આવ્યા પછીજ તમોને માંદગી વધારે લાગીછ અને મારાં બચ્ચાંની અથાગ માવજતથીજ તમે સીક પડયાંછ માટે તમોને સાજાં કરવાની અમારી ફરજ છે. અને તેથી તમે ડાકટરને બોલાવા દેવો એટલીજ મારી અરજ છે."

"ડાકટરથી શું થવાનું છે, સાહેબ? ડાકટર મને સાજી કરવાનો નથી."

"તમે ડાકટરને બોલાવોજ નહી તો તે તમોને સાજાં કેમ કરે?" લવજીએ હવે લગાર ગંભીર ધાકના આવાજથી વાત ચલાવી. "પણ મને કેહેવાની રજા આપો, મેડમ, કે મારાં ઘેરમાં કોઇબી માદું માણસ માંદગીમાં રીબ્યા કરે તે મને પસંદ નથી અને તેમ હું ચાલવા દેવાનો નથી."

"ડાકટરો મારો જીવ બચાવવાના નથી."

"તમારા જીવને શું છે? શું તમે પોતાને ધાસતીમાં વિચારોછ?"

"હું તુર્ત મરી જઇશ એમ સમજતી નથી. પણ હવે હું લાંબા દહાડા જીવીશ નહી એટલું જાણુંછ."

"અને તે છતાં તમે ડાકટરની મદદ ના પાડોછ?" હવે તો લવજી તેને ધમકાવા લાગ્યો. "મેડમ, મેડમ, તમે ડહાપણ નથી કરતાં. તમે જાણીબુજીને અમારાં ઘેરને બદનામી તો નહી લગાડશો."

આ તાણો બચુને માટે ઘણો શખત હતો. "એક વાર તો હું બિચારાને બદનામી લગાડી ચુકીછ." તે મનમાંજ બોલી.

"શું કહોછ? ડાકટરને તેડાવું?" તેને ચૂપ બેઠેલી જોઈ લવજીએ બેહેસ કીધી. "કાવસજી ડાકટરનું ઘેર પાસેજ છે. પણ તમે કહો તો મોટા ઈંગ્રેજ ડાકટરને તેડાવી મંગાવું."

"નહીજી, નહીજી," બચું ગભરાઇને બોલી "મારા જેવીને માટે બબે ડાકટર કેવા? કાવસજી ડાકટર આવશે તે બસ છે. તેનીબી હમણા જરૂર નથી. સહવારે હું ચીઠી લખીને તેડાવીશ."

"એટલી તસદી લેશો ના." લવજી ઉઠીને જતાં જતાં બોલ્યો. "હું હમણા બાહાર જાવુંછ, તે ડાકટરને ઘેર થઇને જઇશ અને તેને કાલને માટે હું પોતેજ તેડું કરીશ."

"વાહજી. મોટી મેહરબાની."

"અને હવે હું અરજ કરૂંછ, મેડમ, કે મારી, મારી બાયડીની, મારાં બચ્ચાંની કે મારા નોકરોની ગમે એવી મદદ યા નોકરી માગવાને તમે જરાબી એોસકાતાં યા શરમાતાં ના. અમીનાને હું મોકલુંછ કે તે તમારી આગળની આગળ રેહે અને જરા ખીસે નહી. હમણા હું આવ્યો ત્યારે તમોને ઉઠવામાં મદદ આપનાર કોઈ નહી હતું. એમ નહી જોઇયે, અમીના તમારી આગળજ બેસી રેહશે અને મેરીઅન તમારે માટે સઘલી ફેરાઆંટી ખાશે."

"એટલીબધી મદારત મારા જેવીને માટે!" બચું કરગરીને બોલી.

"એ તમારે વાસ્તે નથી. અમારે વાસતે, અમારાં બચ્ચાંને વાસતે હું એ ચાહુંછ. તમે સારાં થશો, તો મારી ખાતરી છે કે, મને અને મારાં બચ્ચાંને તમે છોડી જવા નહી ચાહશો. હું ફરીથી અરજ કરૂંછ કે તમે

નાહીમત થવાને બદલે હીમત રાખો અને તમારી તનદરોસતી સુધારવાના બનતા ઉપાય લેશો."

"હું તમારો પાડ કેમ વાળીશ, સાહેબ?"

"પાડ તો તમારો થયોછ." લવજી બચ્ચુંને પોતાનો હાથ આપી તથા તેનો હાથ પોતાના હાથમાં જોરથી ચાંપીને બોલ્યો. "પાડ તો તમે કીધોછ કે મારા બેહેસતી જાલની સગી માથી નહી બને એટલી માવજત તમે કીધી. એ તો અમારાં ભાગ્ય ફુટેલાં કે એટલી માવજત છતાં તે તાજો ગોબાબ ગુજર પામ્યો અને ઓર તેની માવજત કરતાં તમે પટકાઇ પડયાં."

આમ બોલતાં લવજીની છાતી ભરાઈ આવી. તે રડયો.

પોક મુકીને રડયો. લવજીને આમ ખુલ્લી રીતે રડતાં બચ્ચુંએ કદી દીઠો નહી હતો, કોઇએ દીઠો નહી હતો. તે આજેજ હરસે, રડયો, એકાંત રડયો—બચ્ચુંની આગળજ રડયો!

આવે વખતે બચ્ચુંનું રડવું કાંઈ થોભે? તે પોક મુકીને ડસકાં ખાવા લાગી અને લવજીનો વ્હાલો હાથ તેની પીઠ પસવારવા પર ગયો.

"સાહેબજી! મેડમ, સાહેબજી!" તે ફરીથી શેકહેંડ કરી ગયો.

"સાહેબજી!" કરતાં બચ્ચું નાજુક ગુંગળાઈ જતા અવાજે કાંઇ બોલી. લવજી તે સાંભળી શકયો નહી.

"હવે જાલને માટે વધુ ગમ નહી કરશો, મેડમ, સાહેબજી!" બારણાની બાહેર જતાં લવજી એક છેલી અરજ કરી ગયો.

પણ બચ્ચું તો કાંઇ બીજુંજ બોલી હતી. લવજી તે માત્ર સમજ્યો નહી હતો.

---

## પ્રકરણ ૩૯ મું.

## પાપો પત્યાં.

હાસમ ઘાંચીએ મરીઅમ સાથના પોતાના લગનને માટે મોટી ધામધૂમ સાથ તૈયારીઓ કીધી હતી. જ્યાં સુધી લુછા જમસુ ઉપરનો ગુનાહ સાબેત થયલો નહી હતો ત્યાં સુધી હાસમ અને મરીઅમ એકેકને પસંદ કરતાં હતાં. પણ આ વખાણાયલા મુકદમાએ આ વખાણાયલી જોડીનું રૂપ બદલી નાખ્યું.

એ તપાસ પછી મરીઅમનું એટલું ભોપાલું નીકલ્યું કે હવે તો તેને પોતાની બાયડી કરવી એ હાસમને ભારી પડયું.

તે મરીઅમ સાથનો પોતાનો સંબંધ તોડી નાખવાનો વિચારમાં હતો અને એ વાત મરીઅમને કેહેવી શી રીતે તેની ફિકર માત્ર રાખતો હતો. પણ બીજીગમથી વળી મરીઅમખી પોતાનું આ જોડું બાંધવાને બેદિલ થઇ અને તેખ્રી જમસુની તપાસ પછીજ થઈ હતી. હાસમ ઘાંચીના પૈસા ઉપર તે પોતાની ખુશીથી લોભાઇ હતી. હાસમના હાથ ઉપર પરણી જવા તે એક બોલે રાજી થઈ હતી. પણ જમસુની તપાસ પછી અને તે લુછો ગુનેહગાર ઠર્યા પછી મરીઅમ પણ હાસમ સાથનું કારજ તોડી નાખવા ટાંપી હતી. હવે હાસમના પૈસા તેને ઓછા પડયા, ઘાંચીના ધંધા વિષે તેને ધિકાર લાગ્યો અને એવા એક હલકા ઘાંચી સાથ પરણવામાં મરીઅમ પોતાની "આબરૂ" જવાનું સમજી!

જ્યારે મરીઅમે હાસમ ઘાંચીને હા કહ્યું હતું ત્યારે જમસુની તપાસ ચાલવાની હતી અને હીરાભોગીનો દોલી પાછો આવશે એવી કોઇના સ્વપ્નામાંખી વકી નહી હતી. પણ ત્યાર પછી તપાસ ચાલી અને દોલી તો જીવતો—હપતો, બપતો—નીકલી આવ્યો એટલે મરીઅમનું મન એકવાર વળી પાછું હાસમ ઉપરથી પાછલ હઠીને દોલીનાં નવાં એચાણ તરફ ખેંચાયું.

મરીઅમે હાસમનો હાથ પૈસાને માટે કબૂલ કીધો હતો, પણ દોલી પાસે તો વધારે

પૈસાની પુંજી નીવડશે. તેનો બાપ પાહાલણજી હીસમોરાથી મરવા પડયોછે અને દોલી તેવણનો એકપુરો દીકરો છે. અને મરીઅમને તે આગળ પોતાની બાયડી કરવા માગતો હતો, તે વિચારે તે જો હમણા પાર પાડ તો મરીઅમ કેવી ભાગ્યશાલી અને સુખી થાય વારૂં?

"અને પછી હું" તે મનમાં મલકાતી કે "લવજી અને શીરીન જેવા કુલવાનની સગપણમાં જઈશ અને પેલી બુઢિયા હમાયજી, જે મને સદા ધિકારેછ, તેના ઉપર મારી ચહડતી થશે, અને હું તેને ચીહીડવીશ તથા ધિકારીશ."

દોલી તેનો હાથ ખચીત કબુલ રાખશે એવા ભરૂસા ઉપર તેણે હાસમ બાંચાનો હાથ ના પાડવાનો નકી ઠરાવ કીધો. દોલી સાથ પરણીને વધારે પૈસે ટકે સુખી થવાના લોભમાં એ હાસમના પૈસાનું આવતું આઈતું સુખ તેણે મોટા મરડાટથી ના પાડયું.

જ્યાંસુધી "જમશેદજી શેઠ"ની તપાસ ચાલતી હતી ત્યાંસુધી હાસમ અને મરીઅમને એક પણ મુલાકાતની તક મળી નહી હતી. મરીઅમ પોલીસની નજર તલે લગભગ કેદ સરખી હતી અને હાસમ પણ તેને મળવાનું બનતાં સુધી ઉડાવતો હતો. માટે મરીઅમ સાથનું કારજ નકી થવા પછી ઘણા દહાડાનો એક ખાંચો પડયો, કે જે ખાંચા વચે હાસમે તો કારજ તોડી નાખવાનો આગમચથીજ વિચાર બાંધેલો હતો, અને મરીઅમે તો પાછલથી એ વિચાર બાંધેલો હતો—જે ખાંચામાં તેઓ એકેકને છોડી દેવાનું એકેકને કેહેવાના રહી ગયાં હતાં અને તે કેમ કેહેવું કેહેવડાવવું તેના અંદેશામાં હતાં.

અતે જમસુને ફાંસીની ટેપ મળ્યાપછી, દોલી નવો જુનો થઇ જવા પછી, મરીઅમની પેહલી શરમ વખત જતાં ભાગ્યા પછી, તેણે એક દહાડે વિચાર્યું કે હવે તો હાસમને ભરૂસે રાખવો ઠીક નથી, માટે એક પડોસણને વચે નાખીને હાસમ સાથનું કારજ તોડી નાખવા માગ્યું. હાસમને તો જેવું જોઇતું હતું તેવુંજ આ થયું—પણ તોબી સઘળો દોરા મરીઅમને માથે નાખીને પોતે ડાહ્યો થવાની તેને આ સારી તક મળી. પોતાની ધારેલી ધણિયાણિનો સામો વાંક ગલે પડીને તેના બંધણમાંથી તે આપોઆપ છુટકારો પામ્યો.

બૈહુને મનથી "પાપ પત્યું." અને હવે હાસમને કાહાડયા પછી મરીઅમે દોલી તરફની પોતાની દોસતી પાછી માંડવાનો માર્ગ પકડયો. હાસમને મારી હઠાવ્યા પછી હવે આ પીડા જલોની મીશાલે દોલીની પછવાડે વલગી. પેહેલાં તો દોલી ઉપર પોતાના અસલી, અથાગ, અનંત પ્યારનાં પત્રો પોતાને લખતાં નહી આવડ્યાથી પડોસણ પાસે લખાવ્ય. પણ દોલીએ તેમને કશું કોડું દીધું નહી, ત્યારે વળી પોતે દોલાને મળીને મોહડેમોહડું વાતથી તેને લલચાવાનો એ કસકુનમે વિચાર કીધો. તે પણ ઇસકી પોશાકમાં ભપકાદાર શણગાર સજી દોલીના ઘેરના દરવાજા તરફ ચાર દહાડા ફેરા ખાઈ આવી કે તે આવતો જતો તેને માર્ગમાં ઘેરી તેની સાથે વાત ચલાવે. પણ દોલીની મુલાખાત થઈ નહી અને દોલાના દોલતની સેકચલી સહી તેની ઉમેદ ભંગના ભંગ થયા કીધી.

અંતે ઘણે દહાડે એક સાંજે દોલી બાહેરથી આવી પોતાના ઘેરમાં દાખલ થતો મરીઅમને તેના દરવાજા ઉપરજ મલ્યો. દોલીએ પોતાની આ પુરાતન પિછાણવાળીને પીછાણી ખરી, પણ તે પોતાની અસલી અણગમતી પિછાણ તાજી કરવા ચાહતો નહી હતો અને તેથી આખાડા કરી ચાલી જવા કરતો હતો. પણ મરીઅમે તેને હાંક મારી અને તેને ઉભો રેહવાની ફરજ પડી. દોલી ઉભો રહ્યો પણ તેની અપમાન ભરેલી માગણીઓને ધિક્કારી કાહડીને એક વખત તડ ને ફડ છેડો છોડવી આપવા માટેજ ઉભો. તેણે મરીઅમને સારીપેઠે દમ ભરાવીને હડકાતી કાહાડી અને એ દદાને

કુભ્જીએતી ભરેલા ચેહેરાથી પાછી જવા સિવાએ બીજો ઉપાય નહી રહ્યો.

હવે તો હાસમ બાંચી જેવા છે તેવા ભલો દેખાયો અને તેના હાથની પાછી માગણી કરવાની તેણે ઉતાવલ ચલાવી. પણ હાસમે ચોખ્ખી ના પાડી અને કુવા તલાવ કરવાની મરીઅમની ધમકીનો શેકરો જવાબ દીધો, કે "કાલે કુવા તલાવ કરતી હોય, તો, કેહે કે, આજે કરે! એ કુવા પુરશે તો ગામનું પાપ ધોવશે."

આ "પાપ" ખરેખર માત્ર એક હાથ ઉપર દોલીથી અને બીજા હાથ ઉપર હાસમથીજ પત્યું નહી. પણ ગામમાંથી પતી ગયું. ઉપલા બનાવ પછી બીજેજ દહાડે મરીઅમને પોલીસે પકડીને પાછી બંદીખાને નાખી.

ગાંધીભાઇની નાનીબાઈ તરફથી વારંટ કાહડીને મરીઅમને પકડી હતી. એ લુછીને આપણે છેલી આ બાઈની નોકરીમાં દીઠી હતી. લુછા જમસુની તપાસમાં પોતાને શાક્ષી નહી પુરવી પડે એટલા માટે તે નાનીબાઈની નોકરીમાંથી જુઠું બાહનું કાહડીને નાસી ગઈ હતી અને તેવામાં શાક્ષી સમન તલે તે સપડાઇ હતી. એ વખત પછી નાનીબાઇએ તેને કાહડી મેળી હતી, અને એક જુદું ઘેર માંડીને કોઈ સગાં સાથે તે રહે હતી. વગર નોકરીએ તેનો આમ નિભાવ કેમ થાયછે તે વિષે ઘણા જણને વેહમ આવતો હતો, કે જે વેહમનો ખોલાસો આજે મલ્યો. તે નાનીબાઈની નોકરીમાં તેને "નહવાડી આવી હતી" અને તેમાંથી પોતાનો નીભાવ ચલાવતી હતી. મરીઅમના જવા પછી નાનીબાઇના વકોરામાંથી નોટોની નોટો અને કબાટ પેટીઓમાંથી સારીઓ અને વીટીઓ ગુમ થઇ હતી. તુર્તજ શક મરીઅમ ઉપર ગયો, પણ ગાંધીભાઇ બાહેરગામ ગયલા પાછા આવે ત્યાં સુધી નાનીબાઇ એ વિષે ચુપ બેઠી હતી. ગાંધીભાઇએ આવીને મરીઅમને પકડાવી, અને કેહવાની શું કાંઈ અગત્ય છે વારૂ કે ચોરીનો અપરાધ સાબેત થવાથી મરીઅમને બે વર્ષનું શખત મજુરી સાથનું બંદીખાનું મલ્યું?

ઉપલું "પાપ પત્યું" છે, પણ હજી સહુથી મોટું પાપ તદન પત્યું નથી. "જમશેદજી શેઠ" ખુની સાબિત થયો અને ફાંસીની શિક્ષા પામ્યો તેથી તેનું પાપી નામ નાબુદ થયું નહી.

ગમે એવા પાપીનો પણ બચાવ કરનારા દોસ્તો તો હોયછે. ગામના કેટલાક બોરીઆ બાપરિયા, શામજી બામજી બુઠાબોરીએ "જમશેદજી શેઠ" ની ફાંસીની સજા ઓછી કરવા માટે સરકારને અરજી કરી હતી. તે અરજી ઉપર એકુ બે શેઠીયાઓની પણ સહીઓ હતી! તોબી ઘણાખરા આબરૂદાર આસામીઓ આ અરજીમાં સામેલ થવાથી અલગ રહ્યા હતા. અરજી ઉપર સહી કરનારા નજીવા કંગાલજી પુજીયાજીઓ હતા. પસતાકિયાઓ, ઇડાંવાલાઓ, કેલાંવાલાઓ, દારૂવાલા, તાડીવાલા, દુબાસો અને એવાજ લોકોની આ અરજી હતી. પણ કચરો પુંજો એકઠો કરતાં સહીઓની સારી સંખ્યા થઈ હતી. કોઇપણ દસતાવેજ ઉપર ઘણી સરખી સહીઓ લેવાને મોટાં શેહેરોમાં કશું મુશકેલ નથી. વાંચનાર જાણેછે કે લુછા જમસુની આ પક્ષ કરનારાઓમાં તે લુછાની દયા જાજી નહી હતી, પણ બાયકીવાલા લવજી અને હીમતવાન હીરાબેગી તરફની દુશમની અને અદેખાઈનું તત્વ આ અરજીમાં વધારે હતું. એઓની હુજતપર આ અરજી થઈ હતી.

આ અરજીની સામે થવાને લવજીને ઘણી તરફથી સુચના થઈ પણ લવજીએ તે સાફ ના પાડી. લવજી પેહલે ઘરથી આ પાપીના પાપમાં વચે પડયો નહી હતો. તેને તેના પાપે મરવા મુકયો હતો. તે તેના પાપે મુવો તો હવે લવજીને કશું લાગતું વલગતું નહી હતું. શીરીનની પણ થોડી ઘણી મરજી થઈ ખરી અને તેણે પોતાના વરને પટાવ્યો પણ ખરો કે આવા ઘાતકી ચંડાલના છુટકારાને માટે ગામના થોડાક નફટ અને બેહયા લોકો

તેને ફાંસીની શિક્ષામાંથી છોડવવાની અરજી કરેછે તો લવજીએ તેની વીરૂધ્ધ વગવાલી અરજી કરવી. અને જો લવજી એ કામ માથે ઉઠાવે તો ઘણા વગવાલા શ્રેહેરીઓ તે વીરૂધ અરજીપર સહી આપવાને તૈયાર હતા.

પણ લવજી એકથી બીજો બોલ નહી બોલ્યો. તેણે જવાબ દીધો કે "એ પાપીનું પાપ પોતાની મેળે ફુટયું અને તે ગુનેહગાર ઠર્યો એટલે હવે તેની સામે વધારે કામ રહ્યું નહી. તેને જોઇયે તો સજા થાય કે જોઇયે તો નહી થાય. એક લુછાને ગુનેહગાર ઠરાવાનું આપણું કામ છે—સજા કરવાનું સરકારનું કામ છે. તેને ગુનેહગાર ઠરાવ્યો એટલે આપણી ફરજ પુરી થઇ. પછી સરકાર પોતાની ફરજ ગમે એમ બજાવે તેમાં આપણને કાંઈ નથી. ઘડીભર સરકાર તેના ઉપર દયા કરે—તેને તદન છોડી મુકે, તોપણ દયા ખોદાને ઘેરથી ઉતરતી આવેલી છે અને આપણ માણસોએ કોઇના ઉપરથતી દયામાં આડે આવવાની જરૂર નથી."

એ રીતે દયાલુ દિલના લવજીએ જમસુ વીરૂધની અરજી કરવાને ના પાડયાથી સરકારમાં એકલા જમસુની તરફથીજ અરજી ગઈ અને સરકારને ખરેખર એટલી દયા ઉપજી કે તેની ફાંસીની શિક્ષા ઘટાડીને ગવરનરે જન્મ દેશનિકાલની ટેપ આપી. જમસુના પક્ષકારો પોતાની ફતેહ સમજ્યા. તેઓ ખુશી થયા કે જમસુ ફાંસીએથી બચ્યો અને તેનો જીવ સલામત રહ્યો.

પણ ખરેખર તેમ નહી હતું. જન્મ દેશનિકાલ કરતાં તો ફાંસી ભલી. ફાંસી તો તડ નેફડ એક પાપી જીંદગીનો નિકાલ લાવેછે. એક ગુનેહગારને માટે મોત છુટકારો અને સુખ છે. પણ જન્મ દેશનિકાલમાં તો રીબી-રીબીને મરવાનું છે.

જમસુ પોતે તેમ સમજેછે. "કાળાં પાણીએ મને જન્મ સુધી તરીપાર કાહાડયોછે" તે જેલના દારોગા આગલ બડબડયો "એ મારે મનથી ખુશ ખબરી નથી. મારાં દુઃખનો છેડો મોતથી આવત તેને બદલે આ તો મારા દોસ્તોએજ મારાં દુઃખને લંબાવાનું કીધુંછ. જો મારી ખરીજ દયા ખાવી હતી તો મને ફાંસીએ જવા દેવો હતો. મને ખોદા મારી નાંખે તો મારી દયા લાગેલી ઠરે. પણ ખોદા મને મારતો નથી તે એટલાજ માટે કે મારાં પાપની સજા ભોગવવા મને જીવતો રાખેછ. તેમ છે ત્યારે ઇનસાફે મારો જીવ લેવા માગ્યોછ તેમાં મારા દોસ્તોએ આડે આવી મને જીવાડયોછ."

આવા વિચારો સાથ લુચ્ચો જમસુ—"જમશેદજી શેઠ"—એક કાળી અંધારી રાત્રે આનડામન જતી આગબોટે ચહડયો. તેને મુંબઇ આણ્યો, એક દહાડો મુંબઇની જુની તુરંગમાં રાખ્યો અને બીજે દહાડે પગમાં બેડી સાથ અને અંગમાં બંદીવાનના ખાદીનાં કપડાં સાથ આગબોટે ચહડાવ્યો. એ સઘલું એવું તો ગુપચુપ અને છાનુમાનુ બન્યું કે કોઇને ખબર થઈ નહી—જમસુના દોસ્તો કે સગાંવ્હાલાંને ખબર થઈ નહી—તેના પોતાના કુટુંબને પણ ખબર થઇ નહી.

કુટુંબ! કમનસીબ કુટુંબ! ગરીબ બિચારી પીરોજબાઇ! વાંચનાર જાણેછે કે જમસુના હાથ ઉપર તેની સાથ પરણીને ફસેલી તેની બાયડીને આ કેવો કારી ઘા લાગ્યોછે.

પીરોજબાઇએ એકવાર મુંબઈમાં લવજીને મળીને જમસુથી તલાક લેવાની સલાહ પુછી હતી.

જમસુનાં ફાંસી જવાથી એ બિચારીને કુદરતથીજ તલાક મળવાની તક પેદા થઇ હતી. ફાંસીની શિક્ષાથી જમસુ છુટકારો પામત, એજલુંજ નહી પણ બિચારી પીરોજબાઇ જે પાપીને વશ પડી હતી તેનાથી છુટી થાત.

પણ નહી. જમસુ જન્મ દેશનિકાળ થવાથી તે ચંડાલની બાયડી દાખલ બિચારી પીરોજબાઈ પણ જન્મ સુધીની તેની સાથ જોડાઈ રહી. આ માત્ર નામની ખાતર જોડાયલી હતી. પોતાના ભર્તારને

હવે ફરીથી તે કદી મળવાની નહી હતી. આજ પછી તે ભર્તાર પીરોજબાઇને મનથી મુવેલો હતો. આજથી તે જીવતાં જીવત રંડાઇછે. અને તોપણ ધારો—તમારો સુધરેલો ધારો—આવા ઘાતકી સંબંધથી તેને છોડવવાને ના પાડેછે. પીરોજબાઇને આ પાપી જોડાંની જંજીરથી તલાક આપવાને લગ્નનો ધારો અશક્ત છે.

તોબી આ પણ એક "પાપ પત્યું છે"—બિચારી પીરોજબાઇને માથેથી પણ પત્યું છે. જમસુ સાથ તે સગાંવ્હાલાંઓની મરજી વીરૂધ પરણી ત્યારથી તેણે ભર્તારનું સુખ કદી ભોગવ્યું નહી હતું અને વડાંઓની સલાહની વીરૂધ જઈ પરણવાના પસ્તાવામાં પોતાનો આખો ભવ તેણે બાલી નાખ્યો હતો. પણ હવે તેના પસતાવા તથા બલાપાના દહાડા પણ પતી ગયા. હવે તો તે માત્ર જીવતા ભર્તારે રાંડીછે. હવે તો ભર્તારનું નામજ તેને લેવાનું નથી.

જે પંદર દહાડાની મેહતલ મોટી કાસટલમાંજ ગુજારવાની બચ્ચુંને મળી તે પંદર દહાડાના ઉપલા બનાવો છે. એ પંદર દહાડામાં ઉપલા પાપો પત્યાં અને સઘળું આગળની પેઠે પાછું સમાધાન થયું.

એ પંદર દહાડામાં બિચારા પાહાલણજી હીરાભોગીની માંદગી દૂર થઈ નહી. લકવાના છેલા હુમલા પછી તેવણ હોશ્યારીમાં આવ્યા ખરા, પણ દુનિયાથી રદ થઇ પડયા. તેવણ મુર્ખ અને નાદાન થઈ ગયા. તેવણ બચ્ચાં સરખા સાદાં અને ભોલા બન્યા. તેવણનું ભેજું પોચું થતું ચાલ્યું. તેવણ જરાજરામાં રડતા અને જરાજરામાં હસતા હતા. તેવણ ભડકાવ્યાથી બીહી જતા અને પટાવ્યાથી ખુશી થતા હતા. તેવણના પોતાના વિચાર જેવું કાંઇ હતુંજ નહી. જે કોઈ બીજાં બોલે તે તેવણ બોલતા અને તેબી જેમ બોલાવે તેમ બોલતા.

આ બુઢાપાના દુઃખમાં દોલી તેવણના બચાવની ઢાલ થઈ પડયો હતો. તેમજ તેની મા હીરાંબાઈના સુખ અને શાંતિનું છત્ર પણ તેવણનો આ દીકરોજ થઇ પડયો હતો. પેલી મકરખોર મરીઅમનું પાપ દોલીએ દરવાજા ઉપરથીજ પતાવી કાહાડયું તે હીરાંબાઇએ પોતાની બારીએથી જોયું અને એ નીચ ઓરત દોલીને ફસાવાની કાંઈ જાલ યા છટકયું માડતી હોય એમ હીરાંબાઇને લાગ્યું. દોલી ઘેર આવતાંનીવાર તેવણે તેને આ સવાલ પુછયો પણ દોલીએ પાક વચન આપ્યું કે "માતા, તમે ફિકર ના કરો, એ કપાત્ર કાભાની જાલના ફાંદામાં હવે હું કદી ફસીશ નહી."

---

## પ્રકરણ ૪૦ મું.

## છેલી ઉમેદનો શુચવાડો..

દુખિયારી બચ્ચુંની પંદર દહાડાની મેહતલને દરમ્યાન અને શીરીનની હમેલદારીમાં હવા ફેરફારને માટે માથેરાનની ગેરહાજરીને દરમ્યાન લવજીનું ઘણું ધ્યાન "મેડમ બુશોં" (બચ્ચું) માંજ રોકાઈ રહ્યું.

શીરીન માથેરાન સિધારવાની એક દહાડો આગમચ અંતે લવજીએ લગાર ધમકી વાપરીને વૈદોની મદદ લેવાની તેને ફરજ પાડી હતી.

શીરીને "મેડમ બુશોં" ને મોટી કાસટલમાં રેહેવાની ફરજ એવે બાહને પાડી હતી કે માથેરાન ખાતેની પોતાની ગેરહાજરીમાં મેડમ મોટાં બચ્ચાંની આગળ રહે. પણ એ બાહનુંબી લવજીએ બજાવવા દીધું નહી. શીરીન નાના ભુલકાંઓને પોતાની સાથે લઇ ગઈ, એટલે લવજીએ મોટાં બચ્ચાંઓને હમાયજીને ઘેર મોકલાવી દીધાં કેમકે "મેડમ બુશોં" ને પુરતી આસાએસ

આપવી અને કાંઈ પણ કામ કાજની ફિકર ચિંતાથી દુર રાખવી એવી લવજીની ખાહેશ અને તેના વૈદોની સલાહ હતી.

લવજી તેનું ભલું ચાહેછે તે બચું સારી પેરે જોતી હતી. પણ જેમ જેમ તે પોતાના વ્હાલા ભર્તારની ભલાઈઓ અનુભવતી તેમ તેમ પોતે પોતાનાં પાસે આવતાં મોતે આ ઘેરમાં મરણ પામ્યાથી અને મરણાંતે બચું દાખલ આ ઘેરમાં જાહેર થવાથી પોતાની ફજીયતી ભાગી અને પોતાના ધણીના ગુંચવાડા ભાગી વધારે ને વધારે ત્રાસ પામતી હતી. લવજી ગમે એટલું વ્હાલ કરેછે તો શું થયું? અને બચુંનું વ્હાલ તેના વ્હાલા લવ ઉપર ગમે એટલું દોડેછે તો શું થયું? પણ પોતે મરતી વખતે મોદી કાસ્ટલમાં મરી જઈ પોતાના પ્યારા પતિને બે બાયડીઓના ભર્તાર દાખલની કઢંગી જગ્યામાં લાવી મુકવો તેના કરતાં મરણ કાંઠે જઈ પોંહચવા અગાઉ આ ઘેર છોડી જવું અને અંહીથી જવા પછી મરવું એવી બચુંની ઉમેદ પોતાના પતિ તરફના પ્યારને માટે વધારે ને વધારે મકમ થતી ગઇ હતી. શીરીને પંદર દહાડા માગી લીધાછે તો હવે ઠીક છે. પંદર દહાડા વીતી જતાં શી વાર લાગવાની છે? અને પછી તો આ દુઃખનું ઘેર છોડી જવાનું છેજ.

બચુંએ ધારણા તો ઘણીબી કીધી, પણ તે પાર પડી નહી. પંદર દહાડાની મેહતલ પુરી થવા આગમચ તે મરણ કાંઠે આવી પડી. તેના મોતની ઘડી ઉતાવલી પાસે આવી લાગી. તેની બેહેસ્તન મા અને તેનું બેહેસ્તી બચ્ચું મરણ પામ્યું તેમંજ બચુંનું કમોતનું મોત પણ અણધારેલું આવી લાગ્યું અને વળી તેબી તેનાં બાપીકાં અને તેનાં ધણિયાતાં ઘેરમાંજ!

લવજીને આ સઘળી ખબર નહી હતી. માથેરાન પુણાની પાસે આવ્યાથી તે ઘણો ખરો ત્યાંજ રેહેતો હતો અને પોતાને ઘેર રોજીંદો આવતો નહી હતો. જો ફુરસદ મળે તો ઘેર આવતો હતો નહી તો કેટલીકવાર આફીસમાં પાધરોજ આવતો અને ત્યાંથી પાધરોજ પોતાનાં બચ્ચાંને તેડાવી તથા મેળી પાછો માથેરાન જતો હતો.

અમીનાને તથા બીજી એક આયાને બચુંની આગળની આગળ રાખીહતી. તે બચુંની માવજતમાં અથાગ ઉલટમંદ હતી. પોતાની જુની શેઠાણીને ઓળખી ચુકેલી હોવાથી એ નિમકહલાલ દાયાની દયા અને માવજતનો કાંઈ અંત નહી હતો. પણ તેબી બચુંને આ મકાનમાં મરવા દેવાને રાજી નહી હતી. મરણ આગમચ મોદી કાસ્ટલની બાહેર "મડમ" ને મોકલી દેવા તે ખંતી હતી, પણ બચુંના ભય ભરેલા મંડવાડથી તેમ કરવાનો વખત અચખુચ જતો રહ્યો તેથી બચુંની સાથે અમીના પણ ગભરાટમાં હતી.

શીરીનની વિદાયગીરી પછીનો પેહલો શનિવાર રવિવાર માથેરાન ગુજારવા પછી સોમવારે લવજી ઘેરમાં આવનાર હતો. રાતે ઘેરમાંજ રેહેવાની તેણે વરદી મોકલી હતી, અને એ વરદી વચે શું કરવું તે અમીનાને સુજતું નહી હતું.

એની એકજ રાત અગાઉથી બચું તદ્દન જ ખાટલે અડી હતી. તેનામાં ઉઠવા બેસવાની શક્તિ નહી હતી. તે વખતેવખત "ઝીમાઈ જતી" હતી. ડાકટર અમીનાને હલુસે કહી ગયો હતો કે "મેડમ ત્રણ ચાર દહાડા ભાગ્યેજ કાહાડશે," માટે તેને તપાસતાં રેહેવું.

પણ તેની સાથે ડાકટર આ દયાલુ દાયાને ખુબ ચોંકાવીને કહી ગયો હતો કે મેડમની આ બારીક હાલત તેને જાણવા દેવી નહી. માટે હવે માથે આવી લાગેલા બારીક હિગામને સારૂ અમીના ગમે એટલી અમુજાતી હતી તોપણ પોતાની શેઠાણીની હાલત વિષે તેની આગળ વાત કરતી નહી હતી. તેની એ ચુપકીદી તેને વધારે મુજાવનારી હતી.

"સોમવારે શેઠ આવે તેને મેડમની આ માઠી હાલત જણાવવી તો ખરી" તેણે પોતાના મન સાથ બકી કીધું "પણ અગરજો તે અંહી મરણ પામી અને બચું દા-

બધા જાહેર થઈ તો પછી મારી ઉપર કેવું વાદલ આવશે! મને શેઠ પુછશે 'કે આગમચથી જાણવા છતાં તું કેમ નહી બોલી?' ત્યારે હું શું જવાબ દઇશ? મારી આગલી બાઈની જાસુસ દાખલ મારા ઉપર શું શક લઈ જવામાં નહી આવશે? હું ઘણુંબી ના કહીશ કે આ બાઇનો ભેદ મેં છેક પુછવાડેથી જાણયો અને હું એની સાથે આગમચથી મળી ગયલી નથી. પણ મારૂં એવું કહેલું કોણ માનશે?"

આ ગુચવાડા વચ્ચે દાયા અમીનાને એકજ રસ્તો સુઝ્યો. તે એકે હમાયજી આગળ સઘળો ભેદ આગમચથી ફોડી દેવો. પણ તેથી શું પોતાની શેઠાણી તરફ વચન ભંગ અને બેવફાઇ નહી થાય? તેનો ભેદ છુપાવાનું આ દયાલુ દાયાએ વચન આપેલું અને તે વચન આજવેર વફાદારીથી પાલેલું તે વચન શું છેલી ઘડીએ તોડી નાખવું? નહી—એ વિચારથી અમીનાને ગમ્યો નહી.

એક બીજો નવો ઉપાય અમીનાને સુજ પડ્યો તે એ કે મરતી વખતે પણ બચુંએ પોતાનો ભેદ ફોડવો નહી—પારસણ દાખલ નહી પણ યુરોપીયન દાખલ મરવું—બચું દાખલ દોખમે જવું નહી પણ "મેડમ બુશો" દાખલ દટાવું. એટલું જો "મેડમ બુશો" કબુલ કરે તો તેનો પોતાનો, અમીનાનો અને લવજીનો પણ હવે પછીનો ગુચવાડો મટી જાય.

પણ શું બચું એ વાત કબુલ કરશે? સદાની સાચી એ અબલા શું મરતી વખતે એક અપવિત્ર જુઠું પોતાના મોહમાં રાખીને મરશે? ગમે એટલી મુસીબત વચે જે પોતાનો ધર્મ જાળવ્યો અને પોતાનું સાચવટ પાલ્યું તે શેવટે તોડી નાખશે?

અમીનાને સુજેલો આ ઉપાય અણુઘટતો હતો, અશક્ય હતો, અમલમાં આવે એવો નહી હતો, તોપણ એ સઘલું—છતાં જો એ બાત બચુંના ધ્યાનમાં ઉતરે તો, અમીનાને લાગતું કે, તે બજાવવા લાયક ઉપાય હતો—બરાબર બોલીએ તો એકલો એજ ઉપાય હતો કે જેથી માથે આવેલો ગુચવાડો ગુપચુપ ટલી જાય.

પણ એ વાત બચું આગળ છેડવી કેમ? બચું પોતે એ વાત છેડે તોજ અમીના એ વિષે સલાહ આપી શકે.

અને કદાચ બચું પોતેજ પોતાની આજની ભય ભરેલી પાછી હાલત ચેતીને એ વાત કાહાડે એવી આશામાં અમીના આજે બચુંની આગળમે આગળજ રહી.

સાંજ પડી પણ આ વાત નીકલી નહી. એક હાથ ઉપર ધકધકતો તાવ અને બીજા હાથ ઉપર અતિયંત સુસતી અને બેભાણી વચે બિચારી બચું પોતાના સેવટના કલાકો ગુજારતી પડી હતી.

સાંજે લવજીને આવવાનો વખત થયો તેમ તેમ અમીનાનો ગભરાટ ઘણો વધતો ગયો. પણ હવે ઉપાય કાંઇ રહ્યો નહી હતો, જે બમે તે ખરૂં એમ સબુરી રાખીને અમીના રહી.

સાંજે બચુંની હોશ્યારી જરા જરા વધતી ગઇ અને તે કાંઈ વિચારમાં હોય એમ દીસ્યું, પણ અમીના જે વાત કરવા માગતી હતી તેની તક આવી લાગી નહી.

અમીનાએ સેજ એસારો છેડયો કે "બાઇ, આજે શેઠ ઘેર આવનાર છે."

"આજે? ઘેર?" બચુંએ આ વાતથી અમીનાનો વકી રાખેલો ગભરાટ બતાવવાને બદલે કાંઈ ઉમેદભર, ખુશીભર સવાલ પુછયો. "આજે શેઠ ઘેર આવેછ? ભલે! ભલે!"

અમીના શું જવાબ દેય? તે મુગી બેઠી, અને બચું પાછી ઉંડા વિચારમાં પડી.

"અમીના, શેઠ કેટલે વાગતે આવનાર છે?" બચુંએ થોડીવારની ચુપકીદી પછી પુછયું.

"છ વાગતે આવવા કેહેવડાવ્યુંછ."

"ને હમણા કેટલા વાગ્યાછ?"

"સાડા પાંચ થઈ ગયાછ."

"ત્યારે તો વખત થયો?" બચુંએ વધારે ઉલટભર થઈ અરજ કીધી "અમીના, મને જરા ઊંચકી બેસાડ."

"કાં બાઈ? ડાક્ટરે તમને બેસાડવા ના કહેલુંછે."

"નહી, નહી! અમીના, તું મારા ઉપર કાહાણી ના પાડ." બચું બોલ્હસે પડી. "ડાક્ટરના પછાડા છોડી દે. મને સાજી કરવાના એ બધા પછાડા હતા, પણ હવે હું મરવાનીજ છું ત્યારે એ પછાડા શા ખપના?"

"તમે બેસવા માગોછ, બાઈ, પણ શેઠ આવી લાગશે ત્યારે?" અમીનાએ ધાસતી આપી.

"આવી લાગે તો આવવા દે. શી ફિકર છે? મારા ધણી છે! મારા શેઠ છે! તેવણ આવનાર છે તેથીજ હું બેસવા માગુંછ. હું આજારી છું, મરી જાવુંછ એમ દેખાડી તેને દુખી કરવા માગતી નથી. એવણને ધીરજ આપીયે કે હું તો સારી પેઠે છું."

"બાઈ! બાઈ! તમે—" અમીના આ તકે પોતાનો ગભરાટ સુચવવા જતી હતી, પણ બચુંએ તેને બોલતીજ અટકાવી. તે કાલાવાલા કરવા લાગી કે—"અમીના, સુતાં સુતાં મારો બરડો ભરાઈ આવ્યોછ. હું માગી લઉંછ કે મને જરા બેસાડ."

આ અરજ અમીના ના પાડી શકી નહી. તેને તેના બિછાણામાં તકિયાનો ટેકો આપી અડેલી બેસાડી અને તેના અંગ ઉપર એક મોટી શાલ ઓઢાડી.

આ ગડબડમાં લવજીને આવતાં બાકી રહેલો અડધો કલાક સેજમાં નીકલી ગયો.

છ કલાકની ટકોરી અગાઉ ગાડી બારણા આગળ આવી અને લવજીનાં પ્યારાં, પનોતાં, મનમાં પસોટાઈ ગયલાં પગલાં અમીનાને, બચુંને સર્વેને સંભલાયાં.

અમીના ગભરાઈ. તેણે વેહલી વેહલી પોતાની બાઇને સારીપેઠે ઢાંકી. તેનો પેહોલ, જુનો બિહામણો ચસમો તેને પાછો પેહરાવ્યો. તેનો જાડો બુરખો તેના ચેહરા ઉપર પાછો ઢાંકયો.

ટુકમાં, અમીનાની સઘલી દોડધામ બચુંની ઓળખ પિછાણ ઢાંકવાની હતી. પોતાની બાઈ બચું રખે પોતાના શેઠની આગળ ઓળખાઈ આવે એવી તેની બીહીક આ તેની સર્વે હીલચાલના હેઠાણમાં હતી.

બચુંમાંબી એ હંમેશાની બીહીક હતી.

પણ આજે તે એ બાબે ખંતી નહી હતી. આજે પોતાનો ચેહરો, પોતાની ઓળખ, પોતાની પિછાણ જાહેર થાય તેને બચું જાજી બીહતી નહી હતી.

"અમીના! અમીના!" થોડીવાર સુધી વળી કાંઇ ઉંડા વિચારમાં ચુપ બેસી રહીને બચુંએ હાંક મારી.

"બાઇ! બાઈ! શો હુકમ?" અમીના પુછવા દોડી.

"અમીના, હું મરી જાવુંછ જો!" બચું ગંભીરાઇથી બોલી.

"એમ નહી બોલો, બાઇ! મરવું જીવવું ખોદાને હાથ છે!"

"અને હવે મરતી વખતે એવણને ભેટીને મરીશ તો સુખી થઇશ." અમીનાના બોલવા ઉપર કશું ધ્યાન આપ્યા વગર બચું નબલા આવાજે બડબડતી રહી.

અમીના દઘઇને ઉભીજ રહી.

"હું એવણને મળીને મરૂં તો સારૂં. અમીના."

"તેવણને? કોણને? બાઇ, કોણને?" અમીના ધ્રુજતી છાતીએ પુછવા લાગી.

"હું છતી અંહી મરી જાવુંછ, મારા ઘેરમાં મરી જાવુંછ, તો શું મલ્યા વગર મરી જાવું?"

"બાઈ, બાઇ, એ શું બકોછ? તમે કોણને મળવા માગોછ? લવજી શેઠને કે?"

"હા. અમીના, તેનેજ! મારા લવજીને! મારા ધણીને!"

"અરેરે! શું કરીશું? શું થશે?" અમીના ગભરાટમાં અંહી તંહી કરવા લાગી.

"હવે હું મરવા જેવી તો થઇછ." બચુંએ આજીજી કીધી. "જીવવાની નથી. પાછી ઉઠવાનીબી નથી. ત્યારે ફિકર શાની? અમીના, હું તો અત્યાર અગાઉની મરી ગઈ હોત, પણ મારા લવજીને મળવાનો પરોશ મને લાગ્યોછ અને તેને લીધેજ આજવેર જીવતી રહીછ. જા! અમીના! લવજીને તેડી લાવ."

"નહી, નહી, નહી, બાઇ, જરા વિચાર કરો. હું તો નથી તેડવાની."

"અમીના તું મને છેલી ઘડીએ દુખી કરેછ? જા શેઠને બોલાવ. હું આજની રાત જીવીશ નહી. તેડી લાવ કે મારા ધણીની ગોદમાં મરૂં, મારાં બચ્ચાંના ખોલામાં હું મરૂં."

હવે શું કરવું તે અમીના સમજી શકી નહી. પણ તેનો એ ગુચવાડો એક ચાકરે સેજમાં આવીને ટાલ્યો. તે ચાકરે ફરમાવ્યું કે "અમીના, તુંને લવજી શેઠ બોલાવેછ."

"શેઠને કેહે કે હું હમણા આવી."

"નહી, હમણા ને પછી ના કર. એકદમ તાબડતોબ તુને બોલાવેછ." ચાકરે બોંહસ કીધી.

અમીનાને તુર્ત દોડી જવાની ફરજ પડી. લવજી પોતાના દિવાનખાનામાં આરીસથી તુર્તનો આવેલો નાના ફલુ સાથ રમતો હતો.

"કેમ, અમીના, 'મેડમ બુશીાં' કેમ છે!" અમીનાના આવતાંવાર લવજીએ પુછયું.

"ઘણાં બેહાલ છે, સાહેબ." અમીનાને ખરૂં કેહવાની ફરજ પડી.

"બેહાલ? ઘણાં બેહાલ!" લવજીએ અચરત થઇ પુછયું.

"બેહાલથીબી વધારે, ઘડીપલ છે, સાહેબ!" અમીના ઘણા દુઃખ સાથ બોલી.

"ઘડીપલ છે? ને મને તેની ખબરજ નહી? મને કોઇએ ચેતવ્યું નહી?" લવજી ફલુ સાથ રમવાનું છોડી દઇ એકદમ ઉભો થયો.

"મેડમ બુશીાં મરી જાયછ, શેઠ!" અમીના ડીખી તાણીને રડી પડી. "અરે શેઠ, કેવું સારૂં માણસ! પણ આજની રાત તે નહી કાહાડશે!"

"પણ શાથી? એકાએક? ડાકટરને બોલાવ્યો કે નહી?"

"ડાકટર સવારે આવી ગયો, સાહેબ."

"છેક સવારે? પણ હમણા તે ઘડીપલ છે ત્યારે ડાકટર કાં નથી બોલાવ્યો?"

"ડાકટર શું કરવાનો છે? નકામો છે."

"એ શું બકેછ, અમીના?" લવજીએ અચબુચ ઘણોજ ગુસો કીધો "અમારી ગેરહાજરીમાં અમે તુને રાખી ગયાં તો તું મારાં ઘેરમાંના માણસોની આવી માવજત કરેછ કે? આજારી માણસને માટે ડાકટરનો ખપ નથી એમ તું તારા મનથીજ સમજેછ અને તે માંદાંને પોતાની મોતે મરવા દેયછ! જા, અતરબર્ડા કાવસજી ડાકટરને તેડવા મોકલ. હું હમણા મેડમ બુશીાં પાસે આવુંછ."

આ છેલા હુકમથી અમીના વધારે ગભરાટમાં પડી. તે બારણાની વચે લવજીને જતાં અટકાવવા ઉભી. તે બોલી કે "અરે શેઠ! શેઠ! તમે કયાં જાવોછ?"

"મેડમ બુશીાં પાસે."

"નહી સાહેબ, બેઅદબી માફ છે, પણ તમે ના જાવો. એ મેડમ પાસે જવાનું સારૂં લાગશે નહી. તમોને સારૂં થશે નહી. તમે ના જાવો.

"કાં? શું મારા ઘેરમાં મારાથી ગમે ત્યાં જવાય નહી?"

"બાઇને ગમશે નહી. તમે મેડમને જોવા જશો તે શીરીનબાઇને પસંદ નહી આવશે."

"એ શું બકેછ, અમીના? તું દેવાની બનીછ કે શું?" લવજી અમીનાની આ ચાલથી ઘણોજ અચરત થઇ પુછવા લાગ્યો. "તને એ શો ફાટો આવ્યોછ? હું મારા ઘેરમાં એક આજારી અબલાને જોવા જાવું તેમાં શીરીન નાખુશ શાની થાય?"

"હમાયજીબી ડપકો આપશે, શેઠ."

"જા જા! તુંને થોડે થોડે દહાડે એકાએક કાંઇ ઘેલું થઇ આવેછ. જા! મેડમ બુશીાંને કેહે કે હું હમણા તુર્તજ જમી લઇને આવુંછ."

અમીના ગભરાટમાં ગઇ અને લવજી જમવા બેઠો. તે અડધું જમી રહ્યો નહી તેટલામાં તેની બેહન હમાયજી દોડતાં અને હાફતાં પોતાને ઘેરથી આવી લાગ્યાં. તેવા

બણાં ગુસામાં હતાં, કોઇ બાનુતની ફરિયાદ લાવ્યાં હતાં. પણ લવજીએ તેવણની ફરિઆદ સાંભળ્યા અગાઉ હમાયજીને "મેડમ ખુશોં" પાસે મોકલી દેવા કાહાડયાં.

"હમાયજી, તમારી વાત પછી થશે. જરા પેહલાં જાવો તો જલદી 'મેડમ ખુશોં' પાસે. અમીના મને હમણાજ કહી ગઈ કે તે બિચારી મરી જાયછ. હું હમણા આવુંછ તેટલાં તમે દોડી પોંહચો. સારૂં થયું કે તમે આવ્યાં. નહી તો શું થતે? ઘેરમાં કોઇ નથી, જરા જાવો તો."

"મેડમ મરી જાયછ? એકાએક શું થયું? મરેરે! મરેરે!" હમાયજી આવી મેનીજના કામમાં હુશ્યાર હતાં તેવણ દયાથી વતવતવા લાગ્યાં.

"હુંબી નથી જાણતો કે શું થયું? હું આર દહાડે ઘેરમાં આવ્યો."

"હા, તું શું કામ ઘેરમાં આવે?" હમાયજીએ પોતાની સરેસતાની શિખામણો ચલાવી "ઘેરમાં મરેછ કોણ ને જીવેછ કોણ તેની તુંને શી દરકાર છે? બેરીની સાથે માથેરાન જઇને પડયો એટલે બસ."

"પણ વાત કરશો કે મેં કહ્યું તે કરશો? જાવો, દોડી જાવો."

"પણ મુઇ એક અડચણ આવીને નડેછ તે?" હમાયજીએ અડધાં ગયલાં પાછાં આવીને સુચવ્યું. "એ મડમ તો દુરવંદ પડી ને ઓઘા ન કરે ને કાંઇ કજા રજા થઈ તો આપણે શું કરશું? આપણ પારસીના ઘેરમાં એને કેમ રાખીશું? હું તો એને નહી અડકું."

"પણ તે વખત આવે ત્યારે કે હમણાજ?" લવજીએ હમાયજીને મોકલવાની પાછી ઉતાવળ ચલાવી. "તે બિચારી મુવા પછી સહુ થઈ રેહશે. પણ હમણા તો જાવો."

"નહી—પણ હું મકુંજે એની જાતવાલા કોઈ પાદરી બાદરીને ચેતાવી રાખીયે કે અગાઉથી લઈ જાય. દરવંદના મુડદાંનો નસો આપણા ઘેરમાં નહી જોઇયે."

"એમ તો પારસીના ઘેરમાં દુરવંદ નોકરો અચખુચ મરણ પામતા નથી કે, હમાયજી? આ જુદદીન અબલા છે, પણ ફરેસ્તા ખરાબતની કોઈ અમીરજાદી છે, તે શું તમો જોતાં નથી? નઠારા, પાપી, અપરાધી, લુછા, નિંદાખોર, હરામખોર જરતોશાતીઓ કરતાં તો ભલા અને અશો જુદદીનો બેહતર. દુરવંદો જેમ જુદદીન હોયછ તેમ પાપી અને નઠારા જરતોશાતીઓ પણ દુરવંદ હોયછ. તમે પાપી જરતોશાતીને અડકો પણ પવીત્ર જુદદીનને નહી અડકો? પણ હમણા તે વાત ના કરો. તમે પેહલાં જાવો તે બિચારી આગળ."

"મરેરે એ શું થયું હશે? માઠાંના માંગતાંના ઘેરમાં માંદગી કયાંથી લાગી હશે? કે પેલી અમીનાની એ વળી સહરાગાત કીધી હશે! જો એ રાંડે વળી આપણને બીહવડાવ્યાં હશે તો હવે તો એનો ચોટલો પકડીને એને ઘેરની બાહેર કાહાડીશ."

એમ ખીજવાતાં, બડબડતાં, હમાયજી બચુંને સુવાડી હતી તે ઓરડામાં ગયાં.

અમીના હમાયજીનો સાદ સાંભળી બારણામાંજ આવીને ઉભેલી હતી તે હમાયજીને અટકાવવા લાગી.

"અરે બાઇ! બાઈ! અંદર ના જાવો! મારૂં કહ્યું માનો તો ના જાવો!"

"કાં? તું કોણ થાયછ? ખીસતી રેહ. અમીના, તારૂં ભેજું ગયુંછ?" હમાયજી ઓરડામાં દાખલ થતાં થતાં બોલ્યાં અને હવે શું થશે તેની ફિકરમાં અમીના ધ્રુજવી ઉભી રહી.

## પ્રકરણ ૪૧ મું.

## છેલા એકરાર—બચું દુરવંદ કે મેડેમ ખુર્શો જરતોશતી?

દાખલ થઇને હમાયજી શું જુવેછે?

હવે કશું છુપું રહ્યું નહી, છુપું રાખવા માગે તોબી છુપું રહી શકેજ નહી. બચુંને છુપી રેહવાનો વખતજ વહી ગયો.

હજી બચું પોતાના બિછાના ઉપર તકિઆઓના ટેકા વચે, એક તકિયા ઉપર માથું નાખીને બેઠેલીજ હતી. હજી તેનો ફીકો ચેહરો સોહરાઇને બિહામણો બનેલો ઝાંખા દીવાના અજવાલામાં દીસતો હતો, પણ તે ચેહરાને છુપાવનારાં ઢાંકણો સઘલાં નીકલી ગયલાં હતાં. અમીના ઓરડાની બાહેર ગઇ તેટલાં બચુંએ પોતેજ, પોતાના નાજુક હાથે, પોતાને છુપાવનારો તે સોઆંગ કાહડી નાખ્યો હતો.

માથાં ઉપરની ભારી મોટી કાનિયાની ટોપી, નીંદાર ઉપરના પાટા, આંખો ઉપરનો લીલો ચશમો, ગાલ અને ગળું સઘલું ઢાંકી નાખનારાં લુગડાં અને છેલે બીહામણું બુરખો જેની હેઠલ બચુંએ પોતાને છુપાવી હતી તે સઘલું જતું રહ્યું હતું.

હવે બચુંનો અસલ ખરો ચેહરો બરાબર દીસતો હતો. અલબતાં તે ઘણો બદલાયલો હતો, તોપણ અસલ ચેહરો ઓળખાતો હતો. તેજ અણીયારૂં નાક, તેજ નાનું મોહડું, તેજ ઠુમકી હુંડડી, તેજ લાંબી ડોક, તેજ કાલી આંખ, તેજ રૂપેરી બાલ, તેજ હસતો કલ્લો. બચુંની આંખો ઉપરથી એકવાર માત્ર ચસમો પડીને ભાગી ગયો તેટલીવારમાં હમાયજીને તેના ચેહરા વિષે એટલો બધો વેહમ ગયો હતો કે બચુંના મરણ વિષે તેના કાકા જાંહાંગીરની એક આખી ઉલટપાલટ તપાસ તેવણે ચલાવી હતી, તો હવે જ્યારે ચસમોજ નહી પણ બુરખો અને તેની સાથનું સઘળું જતું રહ્યુંછે ત્યારે શું હમાયજી તે ચેહરો નહી પિછાણે?

બચું જ્યારે લવજીની બાયડી દાખલ આ મેહલમાં વસતી હતી અને જ્યારે સુવાવડમાં વેતેવેત માંદી પડતી હતી ત્યારે તેની સંઘી ચાકરી હમાયજી કરતાં હતાં. માંદી, ગલાયલી, સોહરાઇ ગયલી હાલતમાં બચુંને રાત દીસ જોવાનો તેવણને માહવેરો હતો. અગરજો આ હાલતમાં તેને પિછાણવાને કોઇ પણ વધારે શકિતવાન હોય તો તે હમાયજી હતાં.

"ઓ! મારા ખોદા! ઓ! પરવરદેગાર!" તેવણ ઓરડામાં પેસતાંજ પોકારી ઉઠયાં.

થોડીવાર સુધી તો હમાયજી અને બચું બંને એકેક તરફ ટીકીટીકીને જોતાં રહ્યાં. બચુંનો ચસમો ભાગી ગયો તે દહાડો હમાયજીને યાદ આવ્યો. તે વખત ઉપરના તેવણના શક તેવણના મનમાં સઘલા પાછા ઉભા થયા. બચું કદાચ જીવતી હોય એવો તેવણને તે વખત ઉપર વેહમ ગયો હતો ખરો પણ જાંહગીરશાહ મુગામોદીએ તેવણની ખાતરી કરીને તે વેહમ ખોટો પાડી આપ્યો હતો કે બચું ખરેખર મરણ પામી હતી અને તે વિષે તેણે સગાંહાલાંઓથી પકી ખાતરી કીધી હતી.

"બચું!" હમાયજીએ ફગબાઇને પુછયું.

"હા! હમાયજી, મારાં માયજી, હુંજ બચું!" બચુંએ રડતાં જવાબ દીધો.

"મુગામોદીની બચું?"

"હા, તેજ! એક વખતની તમારી ભોંજાઇ!"

અગરજો હમાયજી આજના વખતની બીકણ, નાજુક, નબલી, નાદાન છોકરીઓમાંની કોઇ હોત તો બચું મુવેલી જીવતી થઇ આવી એમ માની ત્યાંને ત્યાંજ બેહોશ થઇ હોત અને તેને ત્યાંને ત્યાંજ હીસ્તીરિયા થઇ આવ્યો હોત, પણ હમાયજી તો

જુના વખતનાં હીમતવાન, ખડતલ, દ્રઢ મનનાં બઈરાં હતાં. તફાવત માત્ર એટલો હતો કે તેવણ આગલા વખતનાં બૈરાંઓ પેરે ભુત પ્રેતને માનતાં નહી હતાં. તોપણ મુવેલાં ભૂત થઈને આંરછે એ વાત જાણેકે ખરી હોય તેમ તેવણને લાગ્યું.

પણ તોબી બચુંને જીવતી જોઈ હમાયજી બીત્રાં નહી. તેવણ તેના બિછાના ઉપર જઈને બેઠાં અને કદાચ તે ભુત થઈ આવી હોય કે ખરેખરી બચું હોય તે બેહુ હાલતને લાગુ પડે એવો સવાલ તેવણે પુછ્યો.

"બચું, જો તું બચુંજ હોય તો કેહ કે આંહી પાછી આવવાની તેં હીમત કેમ ચલાવી?" આ સવાલ હમાયજીએ ઘણી નરમાસ અને દયાથી પુછ્યો.

"મારાં બચ્ચાંને વાસ્તે." બચું પોતાની છાતી ઉપર હાથ મુકી બોલી. "હમાયજી, મારાં બચ્ચાં દુખી થાય તે હું દેખી કેમ શકું? મારાં બચ્ચાંની માદગીની બીના સાંભળી હું તેઓની માવજતને વાસતે આંહી આવીછ."

બચુંથી કશું વધારે બોલી શકાયું નહી. વધારે બોલવાની અગત્ય પણ નહી હતી. હમાયજી એકદમ તેને ભેટી પડયાં. તેવણ કદી જાજું રડે એવાં નહી હતાં, પણ બચુંની આ હાલત ઉપર તેવણ તેની કઠણાઇથી દમ લેતી છાતી ઉપર માથું નાંખી રડયાં.

"હમાયજી, મારા ઉપર ગુસો કરતાં ના." બચુંએજ તેવણની આજીજી કીધી. "હું આ ઘેરમાં મોજ કરવા આવી, અથવા ધણીનું સુખ ભોગવવા આવી, અથવા સોખપર સોખ થઈ આવી, અથવા લવજીપર જાસુસપણું ચલાવવા આવી એવું કાંઈ ના માનતાં."

"નહી, હું નથી માનતી."

"હમાયજી, મેં આંહી આવી સુખ કેવું ભોગવ્યુંછ તે તમે જુવોછ" બચુંથી નહી બોલાવા છતાં તેણે જોસથી પોતાનો બચાવ આગળ ચલાવ્યો. "અગરજો મેં મારાં સુખનેજ વ્હાલું કીધું હોતે તો હું નહી આવતે. પણ મારાં સુખ કરતાં મારાં બચ્ચાંનું સુખ મેં તો વ્હાલું કીધું. જાલને સુખી કરવા હું આવી."

"પણ તું તો મરી ગઇ હતીની?" હમાયજીએ શંકાશિલ સવાલ પુછ્યો.

"હું મરી ગઈ નહી હતી. હું તો હવે મરી જાવુંછ. હું તો મારા જાલને નશીબે જીવી હતી. જાલની ખીજમત સારૂ આંહી આવી હતી. પણ જાલ મરી ગયો તો હું પણ મરી જાવુંછ. હવે જાલની ખીજમત સારૂ જ્યાં તે ગયો ત્યાં હું પણ જાવુંછ."

"બચું! બચું! હું તો દીગ્મૂઢ થઈ ગઈ." હમાયજી માત્ર અચરતી સિવાએ બીજું કાંઈ ઓચરી શકતાં નહી હતાં.

"હમાયજી, હું પેલી જીહાનના રસતા ઉપર છું માટે મરતી વખત હું જુઠું બોલું એમ તો કદી માનતાં ના. હમાયજી, ખોદાનું નામ મારા મોહપર છે અને હું ખરૂંજ બોલીછ."

"બચું, મેં તારો કાંઇ ગુનાહ કીધો નથી," હમાયજી જે અત્યારવેર ચૂપ હતાં તે હવે માફી માગવા પડયાં "પણ જો મેં વાંક કીધો હોય તો મને માફ કરજે."

"નહી, હમાયજી, જે કાંઈ બન્યુંછ તેમાં તમારો વાંક કાંઇજ નથી."

"મેં તારી પાસે આ ઘેર છોડાવ્યું નથી, મેં તારી અદેખાઇ કીધી નથી, હું તારાં ભુડાંમાં નથી. પણ મારો મીજાજ અભાગ્યો મુવેલો તેથી હું માત્ર શખત રહી હતી."

"મારા જવામાં તમારો કશો હાથ નહી હતો, હમાયજી. તમારા મીજાજ છતાં મારા ઉપર તમે દુઃખ પડવા દીધું નથી. તેથી ઉલટું મારી વેતેવેતની માદગીમાં તમે મારી માની ગરજ સારી હતી. હું આ ઘેર છોડી ગઈ તેમાં મારોજ વાંક હતો, મારાંજ અભાગ હતાં. મને માફ કરજો. હમાયજી, મેં આ ઘેરને ખોટી બદનામી લગાડી તે મને માફ કરજો."

"માફ તો મારે માગવી જોઇયે, બચું."

હમાયજી આ બેલાની વખતે ગોવા આગલાં હમાયજીજ નહી હતાં. "તું તારા ધણી સાથ સુખથી રેહ એમ ઘણી રીતે બનાવવાનું મારા હાથમાં હતું પણ તે મારા દાઢાબળ્યા સ્વભાવને લીધે નહી બન્યું. તું જવા પછીજ મેં મારી ભુલ જોઈ, પણ તે મોડી જોઈ. તારૂં પુરતું સુખ સાચવું એવું મેં ચાહ્યું પણ તે મને આવડયું નહી. તે તારા જવા પછીજ હું શિખી."

"હું કાંઈ તમારે થકી આ ઘેરથી ગઈ નહી હતી. ત્યારે તમે શાની દરગુજર ચાહોછ? હું તો મારા નાપાક વેહમથી ગઈ હતી અને તેમાં મારોજ વાંક હતો. ઓ! માયજી!" બચું હમાયજીના દિલ ઉપર પડી રડવા લાગી "ઓ! માયજી! લવજીને બોલાવો! મને તેની એક છેલી ભેટ લેવા દેવો! એક મિનિટ મારી આગળ આવવા દેવો! મરતી વખતે મને મારા આજી ભર્તારને ભેટી સુખમાં મરવા દેવો! મારા ખાવિંદથી મને માફી ચાહવા દેવો! બસ એક વખત એવણ મને કેહશે કે મને માફ કીધું એટલે હું સુખી થઈશ!"

આ કેવી અરજ! હમાયજી વિચારમાં બેસી રહ્યાં.

"મેં અમીનાને કેવારનું કહ્યું કે જરા લવજીને તેડી લાવ." બચુંએ આજીજી જારી રાખી "અમીના મારૂં કહ્યું માનતી નથી, પણ શું તમેબી મારી છેલી અરજ નાકબુલ રાખશો?"

હમાયજી ઉપર પુરતી અસર થઈ. તેવણ બિછાના ઉપરથી અચબુચ ઉઠયાં અને ઓરડાના બારણા તરફ ધસ્યાં. ત્યાં અમીના ઉભેલી હતી.

"કેમરે દુકતી? આ વાત તું કયારેકની જાણતી હતી?" તેવણે અમીનાને થથડાવી પુછયું.

"થોડાજ દહાડા થયા." અમીનાએ હેબત ખાધેલા આવાજે ખોલાસો કીધો. "પેલી ભયંકાર રાત કે જ્યારે મેરીઅને આગની ખોટી બૂમ ઉઠાડી હતી, તે રાત્રે બચુંબાઇને મેં ઓળખી. તમોને યાદ હશે, બાઈ, કે મેં તે વખતે ભૂતની બુમ પાડી હતી. તે ભુત કોઈજ નહી પણ આ હતો. તે દહાડાની હું હેબત ખાઈ પડીછ. તે દહાડાનો મારો દેખાવ ભૂત કરતાં બુરો થઇ રહ્યોછ."

"વારૂ જા!" હમાયજીએ એ વાત મોડી વાલી હુકમ કીધો "જા, લવજીને તેડી લાવ."

"શેઠને? કયાં? અંહી? અરે! બાઈ! બાઇ!" અમીના આનાકાની કરતી ઉભી રહી.

"ઘેરનો ધણી તું છે કે હું, કાબા, કે સામો જવાબ દેયછ?" હમાયજી એકદમ તેના ઉપર ઉખડયાં. "જા, અતરઘડી લવજીને બોલાવી લાવ."

અમીના દોડી ગઈ અને હમાયજી બારણામાંજ ઉભાં રહ્યાં. લવજી તતકાલ ખાતાં ખાતાં ઉઠી આવ્યો. બીહકની મારેલી અમીનાએ તેની આગળ કશી વાત કીધી નહી.

"શું છે હમાયજી?" લવજીએ આવતાંનીવાર બારણામાંજ પુછયું "મેડમ બુશોને કાંઈ વધારે છે કે?"

"તે તુને મળવા માગેછ?" હમાયજીએ હુકમાંજ જવાબ દઈ બારણામાં લીધો.

"હા સુખેથી." એમ બોલતો તે ઓરડામાં દાખલ થયો, પણ ઉભો રહીને હમાયજીને આગળ ચાલવા માટે હાથ કીધો.

"નહી. હું નથી આવતી, લવજી." હમાયજીએ ગભરાટમાંજ ના પાડી. "તું એકલોજ જા. તમે બેહુએ ખાનગી વાત કરવીછ."

પણ અમીનાને એ વાત ગમી નહી. "અરે! બાઇ! બાઈ! અરે! શેઠ! શેઠ!" તે પોતાના શેઠને ધરી રહી તેને અટકાવતી પોકારવા લાગી. "અંદર ના જાવો. ભૂત! ભૂત! તમે ભુતના ઓરડામાં ના જાવો!"

"એ શું થયું, અમીના?" લવજી ગુચવાઇને પુછવા પડયો.

"અરે બાઇ! શેઠને અંદર જવા દેવોજ,

તો આગમચથી કહી તો શખો કે તેવણુ અચબુચ જાણીને ગભરાય નહી." અમીનાએ હજી પણ લવજીનો હાથ પકડેલો છોડયો નહી.

"હા—હા—નહી—નહી—" કરી હમાયજી ગભરાતાં હતાં. તેવણુ શાનાં ગભરાયછે તે વિષે અચરત થતો હવે તો લવજી અમીનાનો હાથ છોડી અંદર ધસ્યો અને હમાયજીએ અમીનાને બાહેર કાહડી બારણું બાહેરથી બંધ કીધું.

હમાયજીની પૂર ખુશી હતી કે લવજી અને બચ્ચું માટી અને બૈયર દાખલ મળે. હમાયજીની પૂર ખુશી હતી કે તેઓ એક છેલી અને છુપી ભેટ લેય.

લવજી "મેડમ બુશોં" ને બોલાવતો અંદર આવ્યો.

"હું જાણવાથી ઘણો દિલગીર છું, મેડમ બુશોં—" આ નામ બોલતાંજ તે અટકી પડયો. તે આ વાક્ય પુરો કરી શકયો નહી. અમીનાની પેરે લવજીએ પણ કાંઇ ભૂત દીઠો કે શું? ખરેખરો ભૂત નજરે પડે તોપણ જેટલો ડરે નહી તેટલો તે આ દેખાવથી ડર્યો. તે ચાલતો ચાલતો અચકી ઉભો. બલકે તે બે કદમ પાછળ હઠયો.

"લવજી! લવજી!" બચ્ચુંએ હાંક મારી. અત્યાર વેર મેડમ બુશોં લવજીને "મી૦" "શેઠ" અને "સાહેબ" કેહતી હતી. આજે પેહેલીજવાર તેના મોહમાંથી, જે નામે તે પેહલાં પોતાના પતિને બોલાવતી હતી તે નામ બાહાર પડયું.

લવજી બિછાણાની આગળ આવ્યો. બચ્ચુંએ પોતાનો હાથ લાંબો કીધો અને લવજીને પોતાની નજદીક ખેંચ્યો. લવજી આડવો બેભાણ જેવો બચ્ચું તરફ ઘસડાયો. બચ્ચુંના હાથમાં જોર તે શું હોય! હાથના નહી પણ કોઈ બીજાંજ ખેંચાણથી તે ખેંચાયો—તે નિર્દોશપણાનું, સ્વચ્છ પ્યારનું ખેંચાણ હતું.

લવજી ડઘઇને આસપાસ જોવા લાગ્યો. જેમ કોઇ બીહામણું સ્વપનું જોઇ ઉઠતાં આપણે ઉપરથી હેઠે ને હેઠેથી ઉપર જોઇયે છીયે તેમ લવજી કરવા લાગ્યો. તેણે "મેં૦ ડેમ બુશોં" ને "બચ્ચું" માં બદલાયલી દીઠી. પેલા ચસમા અને બુરખા વગર, "મડમ"ના છુપા લેબાશ વગર, તેને સુદરેહ તથા કુસતી સાથ, અંદરના પારસી પોશાક સાથ, જરતોસ્તી દાખલ મરતી પડેલી દીઠી.

"લવજી! મારા એકવારના લવજી! હું મરૂંછ." તે દુરથીજ તેના માથાં ઉપર હાથ મુકી બોલી.

પણ લવજી હજી દુરમે દુર ચૂપ ઉભો રહ્યો અને બચ્ચું બોલતી થઇ "હું મરૂંછ, પણ તમારી માફી વગર હું કેમ મરૂં! લવજી, મારી ધાંટીમાં માત્ર જીવનો બારીક કાકરો વલગી રહ્યોછ. તે તુટવાના અંત ઉપર મને એટલુંજ કહો, ઓ! લવજી! કે મને માફ કીધી, અને હું બેહસ્તમાં સુખી થઇશ."

"બચ્ચું! બચ્ચું!" અંતે લવજીની ઉપડે નહી એવી જીભે લથડતી લથડતી ઉચાર્યું. "બચ્ચું તું તો 'મેડમ બુશોં' છે? 'મેડમ બુશોં' હતી?"

"નહી, નહી, હું બચ્ચુંજ છું." બચ્ચુંથી લવજી નહી ઘસડાય તોપણ પાસે પોતાને ઘસડવા લાગી અને તે જોઇ તેની દયાની ખાતર અંતે લવજીને પોતાનેજ તેની આગળ ઘસડાઈ આવવું પડયું. "લવજી, મને માફ કરો! હું મરી ગઈ નથી. હું તો જીવતી હતી. રેલવેના અકસ્માતના જખમોથી હું સાજી થઇ હતી, પણ તેથી મારા ચેહરામાં ભય ભરેલો ફેરફાર થઈ ગયો. મને કોઇ ઓળખે એમ નહી હતું, માટે 'મેડમ બુશોં' નું નામ ધારણ કરી મેં અંહી પાછી આવવાનું બેહેતર વિચાર્યું. લવજી, દૂર પડીને જુદાઇનો જખમ મારાથી ખેઠાયો નહી. મને માફ કરજો!"

આ ભયભરેલી હકીકતોથી લવજીનું મગજ ધુમતું ધુમતું ચકભમ થયું. તેની શુધ બુધ ગુમ થઈ ગઈ. તેના મગજમાં પેહલોજ ખ્યાલ એ આવ્યો કે "અંતે હું બે બાયડી કરનાર ઠર્યો. તેમ નહી થાય એટલા માટે

પેહલી બાયડીના મરણની પકી ખબર કાહાડયા વગર હું બીજીને પરણ્યો નહી અને તોપણ સેવટ એ આવ્યું કે પેહલીની હયાતીમાં મેં બીજી બાયડી કીધી."

"લવજી તમો અને તમારાં બચ્ચાંથી જુદી મારાથી જીવી શકાયું નહી." લવજીને ચૂપ બેઠેલો જોઇને બચ્ચુંએ એકદમ જોસમાં આવી એક ઘેલીના સરખા ઝનુનથી ફાટું ફાટું બકવાની વાત ચલાવી. "હું જ્યાં રહેલી હતી ત્યાં મેં જાતને ખડી થવાની ખબર સાંભળી. ઓ! તેનો મીઠો ચેહરો જોયા વગર હું જીવતી મા જીવી કેમ શકું? તમોને અને મારાં વ્હાલાંઓને મળવાની આશામાં હું રીબવા લાગી. તમારી તલસે હું ટલવલતી થઇ. તમોને છોડી જવાનું પાપ કીધા પછી એક ઘડીનું સુખ મેં દીઠું નહી. મેં અંહીથી જવા પછી પસ્તાવા વગરનો એક કલાક ગુજાર્યો નથી. ઓ! તમોને છોડી જવાની સજા મેં જબૂન ભોગવી. કબુલ કરૂંછ કે મેં વાંક કીધો, પણ વાંક કરતાં વધુ સજા હું ભોગવી ચુકી. જુવો એ વાંકથી મારા કેવા બુરા હાલ થયાછ. ઓ લવજી! મારા ઉપર દયા કરો! મને માફ કરો!"

"પણ તું ગઇ શા વાસતે?" લવજીએ ટુકમાંજ પુછયું.

"તમે શું નથી જાણતા?"

"નહી. તુંને આ ઘેર છોડી જવાનું કારણ આજવેર હું પિછાણી શક્યો નથી."

"તમારી ઉપરના પ્યારની ખાતર હું તમોને છોડી ગઇ."

આમ બોલી બચ્ચુંએ લવજીની ગરદન ઉપર હાથ નાખવાને લાંબા કીધા, પણ લવજીએ તે હાથ પકડી રાખી પોતાના અંગને લાગતાં અટકાવ્યા. તેને લાગ્યું કે બચ્ચું જુઠું બોલેછે. તે કમકમ્યો કે એ મરતાં મરતાંબી જુઠું બોલેછે. શું તે લવજી ઉપરના પ્યારની ખાતર ગઇ હતી કે ધિક્કારની ખાતર ગઇ હતી? અગરજો પ્યારજ હતો તો ઘેરમાં રેહેવું હતું કે ઘેર છોડી જવું હતું? પણ નહી. બચ્ચું જુઠી નથી.

"લવજી, મને ધિક્કારો ના" તે વધારે વ્હાલથી ધ્રુજતા હાથ ઉંચકીને બોલી "મારામાં કુવત રહ્યું નથી. મારી સમજણ કે બુધ્ધિ રહી નથી. કદાચ હું સમજ્યા વગર બોલતી હઇશ. મારાથી બોલાતું નથી તેથી હું ટુકમાંજ બોલીછ. પણ મારો ખુલાસો સાંભળશો તો તમારી ખાતરી થશે. હું તમારા પ્યારને થકીજ તમોને છોડી ગઇ. તે પ્યારની ખાતરજ હું તમારા ઉપર વેહેમી થઇ. તમે બીજી કોઇનીબી સાથે વેહવાર રાખો તે વિષે હું અદેખી થઇ. મારો સઘળો પ્યાર તમારી ઉપરજ હતો તેમ તમારો સઘળો પ્યાર મારીજ ઉપર રેહ એવી હું આરજુમંદ થઇ. તે આરજુમાં હું ઘેલી, ઝનુની, આંધળી થઇ. તે અદેખાઇમાં પેલા નીચ પાપીએ પોતાનાં ટરકટથી આગમાં તેલ નાખ્યા કીધું અને અંતે તેના ફરેબ ઉપર ભુલાવો ખાઇ હું તમોને બેવફા સમજી. તેમ હતું તો નહીજ કે, લવજી?"

"એ પુછવાનું શું?" લવજીને હવે ધીરે ધીરે પાછી ધીરજ આવવા માંડી. તે હજી બિછાનાની આગળ ઉભો રહ્યો પણ પોતાની સદાની શાંતિ અને ધીરજથી ઉભો. તેણે આ સવાલ ધીરજથી પુછયો કે "બચ્ચું, હું બેવફા નહી હતો તે તું હજી પુછેછ?"

"હું નથી માનતી. પણ હું શું જાણું? જેમ મારો ભેદ આજવેર તમે નથી જાણ્યો તેમજ તમારો ભેદ આજવેર મેં નથી જાણ્યો સિવાયે કે બીજાંની મારફતે."

"તારા જાંહાંગીર કાકાએ તારી ખાતરી કીધી કે નહી?"

"તેવણે મારી પુરી ખાતરી કીધી. અને તેમજ તમોને હું છોડી જવા પછી શું બન્યુ તે મારા જાંહાંગીર કાકાએજ તમોને કહ્યું હશે, લવજી." આમ કહી બચ્ચુંએ એકવાર ફરી પોતાના હાથ લંબાવ્યા.

"હા, હું પણ તારા કાકાની મારફતેજ વાકેફ થયોછ." હવે લવજી તેના હાથ પોતાના હાથમાં ચાંપી રાખી બોલ્યો. "બચ્ચું, મનરા-

ની, ગવરાની, અને કુનરાનીથી કહુંછ. કે જ્યાં સુધી તું મારી મોહરદાર હતી ત્યાં સુધી તું અને તું સિવાએ મેં કોઇ બીજીની પ્રીત ચમારી નહી હતી, ચાહી નહી હતી અને ભજી નહી હતી. તું મને છોડી ગઈ તોપણ તું મારી બાયડી હતી એટલે જુદાઈ વચે પણ મેં કોઇ બીજીને બહાલ રાખી નહી હતી."

"ખરી વાત છે, લવજી." બચું તેના હાથ વધારે જોસથી દાબી રાખી બોલી "અને તેમજ માનજો, લવજી, કે તમોને છોડી જવા છતાં મેં કોઈ બીજાને ચીતવ્યો નથી કે ચાહ્યો નથી. મેં આ ઘેર છોડયા પછી ઘણી મુસીબત ભોગવી હતી પણ તે દરમ્યાન તમારા તરફનો પ્યાર મેં કદી તજ્યો નથી. તે મુસીબતો તમારી તરફના એક વચન અને એક પ્યાર સારૂ મેં વેઠીછ."

"હવે બસ કર, બચું." લવજી તેને પસવારી બોલ્યો. ઉપલાં અસરકારક ભાષણે લવજીની ગમે એવી ધાડી છાતી પીગળ્યા વીના રેહ? તેણે જોયું કે આ બોલ્યાથી બચું થાકી ગઇ હતી. તેની છાતી બેસતી જતી હતી. એવી હાલતમાં મનને ગમે એટલી શખતાઇથી મારવા છતાં, લવજીનું દિલ આ દુખીયારી તરફ પીગળ્યું. તેણે આસતે રહીને પોતાના હાથ તેનાં ગળાં આગળ વીંટાલી તે બેઠી બેઠી અડધી પડી ગયલી હતી તેને બદલે સીધી સવાડી અને કેવી નિર્દોશ અબલા કેવાં નિર્દોશપણામાં દુખી થઈ તેના ખ્યાલથી તે એક હાથ ઉપર કમકમાટ અને બીજા હાથ ઉપર માયા બતાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૨ મું.

## દુખિયારી બચું સુખિયારી થઈ.

"લવજી! લવજી! હું ઘેલી થઈ હતી! ઘેલાપણા સિવાએ મારાથી એવું કામ કેમ થતે?" બચુંના ભમતાં મગજમાં હજી તે આગલાજ ખ્યાલ ભમતા રહ્યા હતા. "પણ લવજી, મને માફ કરજો. ગઈગુજરી વીસરી જજો."

"બચું, મારો કાંઈ વાંક નથી." તે પાછો ઉભો રહી બોલ્યો.

"નહી, કાંઈજ નહી. વાંક બધો મારો હતો, લવજી. તમારા પ્યાર, તમારી સંભાલ, તમારી ઉલટ, તમારી આશા સેવેનો મેં કેવાં નગુણાપણાથી બદલો વાળી આપ્યો તે જ્યારે યાદ કરૂંછ ત્યારે ખોદાને બાર જવાના ઉંબર સુધી હું જઇને હવે કમકમુંછ. ઓ! લવજી, મેં તમોનેજ બદનામ કીધા નહી પણ મારાં કુમલાં બાળકોને કાલી ટીલી લગાડી. પણ હું માગી લઉંછ કે એ બચ્ચાંને કશો દોશ લાગવા દેશો નહી. ઓ! મારૂં એક બચ્ચું તો ગયું! તેને હું મળવા જાવુંછ! પણ મારાં બીજાં બે બચ્ચાં જે રહ્યાંછ તેમને તેમની માની કસુરનો કલંક યા ઠપકો લાગવા દેશો ના."

"અત્યારવેર મારા ઘેરમાં તેવું કશું તેં દીઠુંછ, બચું?"

"નહી, કદી નહી. સાવકાં કે સગાં બચ્ચાં વચે આ ઘેરમાં કશો તફાવત નથી. મારાં બચ્ચાં અંહી સુખી છે, સદા સુખી છે."

"તેઓના સુખમાં તું પણ સુખી રેહેછ અને સદા સુખી રેહેશે." લવજીએ તેને દુવા દીધી.

"ઓ! લવજી! હું ખૈરેખર સુખી થઇછ. હું આજવેર દુખી હતી પણ આજે ખરૂં, ખરૂંજ સુખ પામીછ."

"તું દુખી હતી, પણ મેં તુને કશું દુઃખ આપ્યું નથી. આ ઘેરમાં તું પાછી આવ્યા પછી અજાણતાં પણ મેં કાંઈ દુઃખ થવા દીધું હોય તો તેની માફ માગુંછ."

"કાંઈજ નહી, કાંઈજ દુઃખ તમે મને

આપ્યું નથી, લવજી." હવે બચું સુતાં સુતાં ઘણા જીણા અવાજે, બેસતી છાતીથી બોલવા લાગી. "એ સર્વે દુઃખ તો મેં મારે હાથે મારે માથે ઠોક્યુંછ. મેં અંહી પાછી આવ્યા પછી ઘણું ખમ્યુંછ પણ તે હાથે કરીને ખમ્યુંછ. લવજી, એ મેં કેટલું ખમ્યુંછ તેનો ખ્યાલ કરો. મારાજ ઘેરમાં ચાકરડી તરીકે રેહેવું, મારીજ શોખની તાબેદારી કરવી, મને ઘટતો પ્યાર બીજી ઉપર થતો નજરે જોવો, જે લાડ મને લડાવવામાં આવતો તે સઘલો બીજી ઉપરે લડાવેલો જોવો એ કેવું દુઃખ છે! જે તમારો પ્યાર બીજીપર નહી જાય તેને માટે હું બળતી હતી, જેને માટે હું ચાહું તો બળવો ઉઠાવી શકું એવો મારો એક વખત હતો, અને જેને માટે હું આ ઘેર છોડી ગઈ, તે પ્યાર અંતે બીજી ઉપર ગયો, તે બીજી અંતે તમારી બાયડી થઇ, તે બીજી અંતે આ ઘેરમાં આવી, અને હું તે સઘલું નજરે જોવા છતાં એક બોલ પણ બોલી નહી શકું એવોબી વખત આવ્યો! તમારા પ્યાર ઉપર હું જે હક સમજતી હતી તે હક મારો ગયો અને તે હક ફરી માગી નહી શકું એવી હાલતમાં હું આવી પડી! પણ છેલે જ્યારે બેહસ્તી જાલ મરવા સુતો ત્યારે તેના બિછાણા આગળ રાત દિવસ ચોકાસી રાખવાની હાલતમાં હું આવી પડી અને તોપણ હું તેની મા છું એમ બોલવાની મારી તાકાત રહી નહી, તેની મા દાખલ રડવાનો મારો હક રહ્યો નહી, અને સેવટે તેની મા દાખલ તેનું વ્હાલું મોહડું જોવાનો પણ દાવો હું કરી શકી નહી! તેની મા હું જીવતી છતે તેની જીવતી મા બીજી ગણાઈ, હું જીવતી માને બદલે બીજી મા તરફ તમારો સઘલો દિલાસો ગયો! ઓ! એ સઘલું મેં કેમ ખમ્યુંછ તે તો ખોદા જાણેછ! પણ એ સઘલું હાથે ફોરેલું મારી મેળે મેં ખમ્યુંછ. નથી તમારો વાંક કે નહી કોઇનો."

બચુંનો આ બકબકારો એટલો તો વધી ગયો કે હવે લવજી ગભરાયો. તેણે તેને મુંગી રાખવા, શાંત કરવાની ઘણી તજવીજ કીધી પણ તે ફોકટ ગઈ. બચું બોલતી બંધ પડી નહી.

"લવજી, આજે સેવટે, હું કેવી હાલતમાં છું. તમો મારા એક વખતના ભર્તારને હું આજે ભર્તાર કરીને કહી શકતી નથી યા નહી મને તમે પોતાની બોહરદાર કરી ગણી શકતા. આપણાં દિલ અંદરથી રોઉછ, પણ તે દિલ રોકાવવામાં ગુનાહ છે અને તેથી રોડતાં દિલોને આપણે અટકાવીયે છઇયે. પણ ઓ લવજી! આ મરવાની ઘડીએ હું તારી તરફ મારા ધણી ના વર તરીકે નહી તોપણ મારા મુરબી તરીકે જોવુંછ. તું મારો શાહ, મારો સરદાર, મારો મુરબી, મારો દાદખાં, મારો પાળનાર, મારો ફરેશતો, અને મારો આ જીહાનનો ખોદા છે! ઓ લવજી! મને તારો પ્યાર નથી ઘટતો, હું તે પ્યાર નથી માગતી, પણ તારી દુવા મને આપ! તારા આશિર્વાદ મને આપ! અને મને સુખી કર!"

"બાખુશીથી બચું." લવજી અંતે તેના હાથ પોતાની છાતીસે દાબી બોલ્યો. "મારી નેકમાં નેક દુવા તુને આમીન હોજો! બચું, તું ફરેશતાઈ અબલા ઉપર ખોદાતાલાની હજારોહજાર મેહર ઉતરજો! તારા દુઃખનો બદલો તે સાહેબ તુંને સુખથી વાલી આપજો."

આટલી વાત પછી ઘણીવાર સુધી બંને જણ ચુપ બેસી રહ્યાં. બચું ઘણી થાકી ગઈ હતી—લવજી ઘણો દુખી થઈ ગયો હતો. બેહુમાં બોલવાની શક્તિ નહી હતી. બેહુની વાચાજ ગોયા બંધ પડી હતી.

લવજીનો ગુસવાડો બે તરેહનો હતો. બચું તેની બાયડી હતીબી અને નહીબી હતી. તેના દિલમાં દયા અને પ્યાર વચે એક જોસભરી લડાઇ ઉઠીછે. દયા વગર પ્યાર શો હોય? પ્યાર વગર દયા શી હોય? પણ લવજી એ બે જુસાને છુટાં પાડવાની કોશેશ કરેછે, તેથીજ તેનેજ ગુસવાડો ઉપજ્યોછે અને તેથીજ તે દંગ થઈ ગયોછે.

પણ જુસાઓની આ અડડા અડડી જાજીવાર જીવવા પામી નહી. બચું જીવે તો જુસાઓ

વચેનો આ જઘડો જીવે. પણ મોત સઘલા જઘડાને નસાંડેછે. મોત સઘલું શાંત અને શાંતજ કરેછે. ઉપલી વાત પછી બચ્ચું ઉપર મોતના દૂતના દાત હવે ઘણાજ મજબુત અને ઉતાવલા પડવા લાંગ્યા. તેની આગળ બેસી તેને મરતી જોતાં કોણની છાતી નહી પીગલે? લવજી જેવો માયાલુ, મીલણસાર અને મેહરબાન ખાવિદ શું આ દેખાવ મુગો જોઈ શકે? નહી.

બચ્ચુંની આંખ્યો મીંચાવા લાગી, તેના અંગની બેખાર અતિશય વધવા માંડી, તેનું અંગ પરસેવથી ભીણાઈ તરબોર થવા માડયું, તેની જીભ ખેંચાવા લાગી. બચ્ચું હવે બોલવાને અશક્ત થતી ગઈ. તેના શબ્દો જીભ ઉપરજ અધુરા મરી જવા લાગ્યા. તે લઠડતી જુબાને ભાગી ટુટી બકબક માત્ર કરતી રહી એવો દેખાવ લવજીથી કેમ સહન કરાય?

તેણે આગળથી ઉઠી જવા ચાહ્યું પણ બચ્ચુંએ સઘલી નાકુવતી વચે લવજીનો હાથ એવો તો જોરથી ઝાલી રાખ્યો હતો કે તે તડફોડીને છોડવ્યા વગર લવજી બીજી કોઈ રીતે છોડવી શકે નહી. અને આવી, અરે! આવી નમુનેદાર નારીને તે છેલી ઘડીએ તડફોડી કેમ શકે? લવજીએ આંખે રૂમાલ દાબી રાખ્યો હતો તે સઘલો ભીંજાઇ ગયો અને તોપણ એ સઘલો વખત બચ્ચુંના કાબાસ મારતા હોઠ ઉપર તેના મરી જતા જીણા શબ્દો તે જોતો બેસી રહ્યો. તેણે ચાહ્યું કે હમાયજી યા અમીના આવી કોઇ પણ તેના આ દુઃખ ભરેલા પેહરાથી બદલી કરે. પણ કોઈ આવ્યું નહી—ધણી ધણીયાણીની આ છેલી મુલાકાતની વચે આવવાની કોઇએ હીમત ચલાવી નહી. અંતે તેણે પોતેજ ઉઠીને તેમને બોલાવવા જવા ચાહ્યું, પણ તેના આચકાથી બચ્ચું જે હાથ પકડી રહીને આંખ્યો મીંચી પડેલી હતી તે જાગી ઉઠી. તેણે લવજીનો હાથ પાછો ખેંચ્યો. તેને પાછો બેસાડયો.

"લવજી, મારી આગળથી ના જાવો." તે ઘણી મેહનતે બોલી અને પછીના તેના શબ્દો માત્ર ભાગા ટુટા સંભળાયા. "લવજી—હું પાર-પારસી—મડમ નહી—પા—પા—પાક ધરમ—જરતો—જરતોશતી—કીયા—પારસી—"

આ બોલો ભાગાટુટા પણ ખુલ્લા સમજાય એવા હતા. અને લવજીએ તુર્તજ તેને દીલાસો આપ્યો.

"બચ્ચું, ફિકર ના કર. જરતોસ્તી દાખલની દર એક ક્રિયા ઉપર તું ભરસે. શખ. તું પારસી છે તે શું હું નથી જાણતો? તું પારસીના ઘેરમાં છે તે શું નથી જોતી? મેં કદીબી તુને દુઃખ થવા દીધું નથી અને હજીબી તારા જરતોશતી દાખલના હક હું ડુબાવા નહી દહશ."

આ જવાબથી બચ્ચુંનું મોહડું હસતું થયું. તે જરા હસી અને હસીને તેણે લવજીનો હાથ ચાંપ્યોજ માત્ર નહી પણ તે હાથ ઉંચકવા ગીયો. બચ્ચુંથી હવે હાથ શો ઉંચકાય! પણ લવજી તેની મતલબ સમજ્યો. બચ્ચું જ્યાં લઇ જવા માગતી હતી ત્યાં તેણે ખુશીથી પોતાનો હાથ આપ્યો અને તે જગ્યા બચ્ચુંની આંખ્યો હતી. બચ્ચુંએ લવજીનો હાથ હર્ષભર પોતાની આંખમાં ચાંપ્યો અને બોલી "મારો જાન—તમારો જાન—બેહેસ્ત—હું જાવું—સુખ—હું સુખી—મરતી—મરતી વખતે—હું સુખ—સુખી—સુખમાં—મરી જાવુંછ—"

આ ભયંકર બોલોનો ભાવાર્થ લવજી તુર્તજ સમજી શક્યો હતો. તે એટલોજ કે બચ્ચું સુખમાં મરણ પામેછે. તે સુખમાં મરેછે એમ પોતે સમજેછે અને એમ પોતાના આગલા ખાવિદની ખાતરી કરવા માગેછે.

આપણી દુખિયારી બચ્ચું હવે વધુ વાર દુખિયારી રહી નથી. તે સુખી થઇછે. પોતાના વ્હાલા ભર્તારના સુખમાં સુખી થઇ છે. પોતાનાં બચ્ચાંના સુખમાં સુખી થઈ છે. પોતાના બાપીકા ઘેરમાં સુખી થઇછે. પોતાના વતનમાં સુખી થઇછે. પોતાના મજહબમાં સુખી થઇછે.

મરતી વખતનું સુખ તેજ ખરેખરૂં સુખ છે. મરતી વખતનો દુખી માણસ ખરેજ હીણ ભાગ્ય અને દુખી જાણવો. અમે દેહના દુઃખ વિષે બોલતા નથી—મનના સુખ, અંદરખાનેના આત્માના સુખ વિષે બોલીયે છીયે. દેહનાં દુઃખ છતાં જો મન સુખી હોય તો દેહનાં દુઃખ કશાં લાગતાં નથી. પણ મનનું સુખ નહી હોય તો દુખી મનને ગમે એવાં તનનાં સુખ માત્ર દુઃખ સરખાં દેખાયછે. માટે મન સુખી તો સર્વે સુખી હોયછે અને મરતી વખતે સુખમાં મરી જવું એ એવા મનનું સુખ છે, અને તે સુખ આપણા દુખિયારી બચુંના ભાગ્યમાં સરજેલુંછે.

મનનું સુખ તે અંતઃકરણનું સુખ છે. જેનું અંતઃકરણ ડંખે તેને મનનું સુખ હોય નહી. પાક, નિર્મલ અંતઃકરણથીજ મનસુખ ભોગવી શકાયછે. પાપી કર્મોથી એવું સુખ મળતું નથી. ખરૂં મનસુખ ભોગવવા માટે નિર્દોશ મન અને નિશકલંક હૈડું જોઇયે. દાગેલ દિલવાળા પાપીઓનાં અંતઃકરણ કદી એવું મનસુખ આપી શકે નહી. બચું મરતાં સુખી છે. તે મનથી સુખી છે. તેણે તનનાં દુઃખ વિસાર્યાંછે અને મરતી વખતે તે મગન દેખાયછે તે મનના સુખથી છે.

આખી જીંદગી સુખમાં ગુજરે પણ જે મરતી વખતે દુઃખમાં મરે તેનાં આખી જીંદગીનાં સુખ ધુલધાણી સરીખાં છે. પણ આખો ભવ દુખના દરિયામાં ડુબવા છતાં જે મરણાંતે સુખ સમજી લેય તેણે આખો ભવ સુખમાંજ ગુજાર્યા સરખું તે છે. માટે બચુંએ ગમે એટલાં દુઃખ દીઠાંછે પણ મરણાંતે સુખ દીઠું છે. તે પોતાના પતિના પાસામાં, પોતાના કુટુંબ મંડળમાં, પોતાના બાપીકાં ઘરમાં મરણ પામેછે અને વળી પોતાનું નિર્દોશપણું સાબેત કરી, પોતાની પાક દામાન પુરવાર કરી, સર્વેની મમતા, સર્વેની દયા અને સર્વેના વખાણ વચે તે મરણ પામેછે—માટેજ તે સુખમાં મરેછે, અને સુખમાં મરેછે માટેજ તે આખી જીંદગીથી સુખી થઇ છે.

બચુંનો હાથ લવજીનો પોંહચો જાજીવાર ઝાલી રાખવાને અશકત હતો. તેની નાજુક મુઠી ઢીલી પડવા લાગી અને અંતે લવજીનો હાથ આ કોમળ કબજામાંથી છુટયો.

એકવાર ફરી લવજી જવા ઉઠયો, પણ એકવાર ફરી બચુંએ અડધી બીંચાતી આંખો ઉઘાડી અધમુવા શબ્દોમાં અરજ ગુજારી. "લવજી—ના—જાવો—મોત સુધી—આગળ બેસો. સાહેબ—લવજી—સાહેબજી."

લવજીનું હૈડું એટલું ભરાઇ આવેલું હતું કે તે જવાબ દઇ શકયો નહી.

તેણે વાંકો વળી પોતાના હોઠ બચુંના ખડખડતાં કપાલ ઉપર લગાડી એક નરમ, મીઠી, છેલી બચી લીધી અને તેવોજ તે આગળથી ખસી ગયો.

હમાયજી અને અમીના તેને બારણાંની અંદર સામાંજ મળ્યાં.

"કેમ લવજી? હવે શો વિચાર?" હમાયજીએ પુછયું.

લવજીનો ડોસો ભરાઇ આવેલો હોવાથી તેણે હમાયજીને જવાબ દીધો નહી પણ માત્ર ઇસારતથીજ પોતાની પાછળ પોતાના ઓરડામાં બોલાવ્યાં.

હમાયજીએ અમીનાને બચું આગળ બેસાડી અને પોતે લવજી પછવાડે ગયાં.

એટલા વખતમાં તો લવજીએ બે ત્રણ આંસુ પાડી પોતાની છાતી ખલાસ કીધી હતી. તેને ગમ અને ઉદાસી તો ઘણી ઉપજી, પણ સઘલું જોસ તે હવે ભુલી ગયો. તે સરેસતા મુજબ શાંત અને સ્વસ્થ થયો.

"હમાયજી, તમે બીહતાં હતાં કે એક દુરદંદને આપણા ઘેરમાં મરી જવા કેમ દેશું?" લવજીએ ગંભીર અવાજે મશ્કરત ચલાવી. "પણ તમારી તે બીહીક ખોટી પડીછ. જે માણસ આપણા ઘેરમાં મરવા સુતુંછ તે તો જરતોશતી છે."

"અને તે કોણ તે જોયું કની?"

"અફસોસ! હમાયજી, અફસોસ! આ કેવી ભયંકર શોધ!"

"મને તો પેહલેથીજ શક જતો હતો અને તે શક મેં તમો લોકોને જણાવ્યો હતો."

"તે શક ખરો પડયોછ. અને બિચારી અમીનાનો ભૂતનો ભય પણ ખરો પડયોછ. તે વગર જોએ, અમસ્થાં ભમતાંજ ભિજાં-માંથી ભમતું બોલી નહીં હતી પણ બચ્ચુંને તેણે ખરેખરી જોવાથી તેનામાં ભય પેઠો હતો. કેવો ઉંધો બનાવ!"

"પણ હવે ઉપાય શો?"

"હવે તો જે બન્યું તે બહાર રાખવું એજ ઉપાય રહ્યોછ." લવજીએ શેવટનો હુકમ આપ્યો. "હમાયજી, તમે ધર્મ ધ્યાનનું જે કાંઈ કરવું હોય તે કરો. આજની રાત ભાયગે જવાની."

"પણ ગામના લોક પુછશે ત્યારે શું જવાબ દઇશું? કોણ મરી ગયું તે ખરેખરૂં કેહવાનું કે?"

"ખરૂં નહી તો ખોટું કહીશું, હમાયજી?" લવજીએ તકરાર લીધી. "ખરી બીના જાહેર કરવામાં ખોટું શું છે? જે કાંઇ બન્યુંછ તે ઘણું માઠું છે, ઘણું દુખ ભરેલું છે, ઘણુ બેહુદું છે, ઘણું માઠાં ભાયગનું છે, પણ એમાં શરમ ભરેલું યા બદી ભરેલું કાંઈ બન્યું નથી. જે બન્યુંછ તે જેમ જાહેર થશે તેમ બચ્ચુંની કીર્તિ જાહેર થશે. પોતાની પાક દામાન તેણે કેવી જાલવી, એક પાપીના પાપી દસ્ત સામે કેવી બાહાદુરીથી તે લડી, પોતાની આબરૂ જાલવવા તેણે કેટલી હીમતથી દુખો ખમ્યાં, અને છેલે પોતાનાં બચ્ચાંની ખાતર આ ઘેરમાં પાછું કેવાં સહનશિલપણાંથી તેણે સઘલું સેહ્યુંછ તે બાહેર જણાયાથી એ અશો રૂહની આબરૂ ઓર વધશે અને તેની વાખવાખી થશે. વાસ્તે બચ્ચુંનો આ ભેદ જાહેર થવાથી, હમાયજી, તમે ડરશો ના."

"પણ તારી શીરીનને કેવું લાગશે? તે શું વિચારશે?"

"તેને કાંઈબી મનમાં માઠું લાગવું નહી જોઇયે. અને મારા સમજાવ્યાથી તે મનમાં કાંઈ પણ માઠું નહી લેશે. વળી આ ભેદ જાહેર થશે પણ તેના વખતે જાહેર થશે. આ બચ્ચુંજ આપણા ઘેરમાં આવીને રહીછ એ વાત જો આગમચથી જણાતે તો કઢંગું અને અગવડ ભરેલું થઇ પડતે. પણ હાલ તો એ ભેદ બરાબર એવે વખતે જણાયોછ કે જ્યારે તે જાહેર થવો જોઇયે. જ્યારે તે પોતાનું આ એકવારનું બાળીકું અને બીજીવારનું ધણિયાતું ઘેર છોડી જાયછ, અને સેવટનું છોડી જાયછ, ત્યારે એવા વખતમાં એ ભેદ જાહેર થવાથી કોઇને અવગડ પડશે નહી. એમ નહી થયું હોતે તો બેહતર થતે, પણ હવે જે થયું તે પાછું ખેંચી લેવાતું નથી અને તેને માટે બેસીને વિચાર કરવામાં કાંઈ ફાયદો નથી. હમાયજી, તમે ઉઠો, જે ઘટતું ને સુઝ્યું હોય તે કરો. તેટલાં હું જાંહગીરશાહ મુગામોદીને તાર કરૂંછ કે તે પોતાની ભજીઈને આવી મેટે."

"અને શીરીનને? તેનો શો વિચાર? તેને તાર કરી તેડાવેછ કે તેને માથેરાનમાંજ રેહવા દેયછ?"

"હું એ વિષે હજી ગુચવાડામાં છું. શીરીનને વાકેફ કરવી ઘટેછ. પણ તેને હાલ રાતોરાત તો વાકેફ કરાય એમ નથી. માથેરાનમાં રાતનો તાર રાતેજ પોંહચવાનો નથી માટે એ વિષે સવાર પડે ત્યારેજ વાત."

હમાયજી હવે જરૂરનું કરવાને કામે લાગ્યાં અને તેમજ લવજી પણ કામે લાગ્યો. લવજીએ પેહલી ફરજ એ વિચારી કે બચ્ચું સાથ તેના બચ્ચાંઓને મેળવવાં. ખુચી-જરી અને નાનો ફરામરોજ હમાયજીને ત્યાં રેહવા ગયલાં હતાં. હજી તો રાતના આઠ વાગવાના હતા અને હજી મોટાં બચ્ચાંઓને સુવાનો વખત થયો નહી હતો. માટે લવજીએ તાબડતોબ પોતાની ગાડી દોડાવીને મારતી ગાડીએ બચ્ચુંનાં બેહુ બાળકોને તેડાવી મંગાવ્યાં અને તેઓ આવે ત્યાં સુધી તેમની વાટ જોતો ઉભો.

તેટલાંમાં વળી તેણે જાંહગીરશાહ મુગામોદી ઉપર ટુકમાં તાર કીધો કે—"અગતની બાબત બનીછે—એકદમ નીકલી પડજો."

હમાયજી જઇને જુવેછે. તો બચ્ચું એકવાર અચબુચ હેશ્યારીમાં આવી ત્યારે અમીનાને ઓલખીને તેણે પોતાનાં બચ્ચાંને જોવાની અરજ કીધી હતી. બચ્ચાંની ટગર ધરી રાખીને અંતે પાછી બેશુધીમાં પડી હતી. તેનાં મોહમાંથી જીણો સાદ, કાંઈ બક-બક, પણ માત્ર હોઠજ હીલતા હોય એટલી હર-સેની બકબક સંભલાઈ. હમાયજીએ કાન કરીને સાંભલતાં નીચલા સ્વરો તેવણને કાને પડયા.

"બચ્ચાં! મોરાં બચ્ચાં! લાવો! ભેટાવો"!

"બચ્ચું! બચ્ચું! માય પોઢી જા! છોકરાં તો મારે ઘેર છે, સહવારે તેમને તેડી મંગાવી તારી સાથ મેળવશું. હોં! મારી દીકરી"

બચ્ચુંને આ શબ્દો કશા સંભળાયા ... તે માત્ર સાંભળ્યા વગર, સમજ્યા વગર લવારો કરતી હતી, "બચ્ચાં! — ...-જરી —ફ્રામ—ફ્રામરોજ! ક્યાં ...'

એજ ઘડીએ છોકરાં હ... ...ને ઘેરથી આવી લાગ્યાં અને એજ ...ડીએ લવજી તેમને લઇને ઓરડામ... ...લ થયે.

"માય લે, છોકરાં! છોકરાં! બોલ્યા કરેછ તો આ તારાં છોકરાં આવ્યાંછ તેમને ભેટ!" હમાયજી બચ્ચુંના બેહુ છોકરાંને તેના બિછાનાની આગળ ઉભાં રાખી બચ્ચુંને મોટે સાદે હાંક મારીને બોલ્યાં.

"છોકરાંને કાં તેડાવ્યાં વારૂ?" છોકરાં બચ્ચું આગળ ઉભાં તટલે હમાયજીએ લવજીને પુછયું.

"તેમને તેમની માની છેલી ભેટને માટે બોલાવવાની આપણી ફરજ સમજીને બોલાવ્યાંછ." લવજીએ જવાબ દીધો.

"પણ તેઓ પોતાની મા છે એમ સમજીને હેબતી જશે."

"હજી એ ભેદ મેં એઓને જણાવ્યો નથી. તે પછવાડેથી કેહવાને વખતે અને કેહવાની રીતે એમને જાહેર કરીશું."

આ સઘલો વખત બચ્ચુંના માથાં આગળ એક બાજુએ બુચી-જરી અને બીજી બાજુએ ફ્રામરોજ ઉભાં હતાં. તેઓ બચ્ચુંને હીલવતાં હતાં, હાંક મારતાં હતાં, પણ તે બિચારીને હવે હોશ્યાર થવાનો વખત વહી ગયો હતો. તે એક લાકડાં પેરે બેહરી, સુણી, બેહોશ પડી હતી. તેનો દમ માત્ર કઠણાઇથી ચાલતો, તેથીજ તે જીવતી હતી.

"મેડમ, મેડમ, માય, હું આવીછ." જરી હાંક મારવા લાગી અને જ્યારે પોતાની મડમ આંખ ઉઘાડીને જોતીજ નથી એમ ...ઇ ત્યારે તે રડવા લાગી.

"...પપા! કેવી મજેની અમારી મ-... અને તેના આ કેવા હાલ થયા!"

બુ...-જરી પોતાના બાપના ખોળામાં માથું ...ખીને રડી. "ઓ! હમાયજી, ઓ! બાવાજી, અમે એને માય કરી ગણતાં અને એ અમોને પોતાનાં બચ્ચાં ગણતી. માય સિવા બીજાં કોઈના નામથી અમે એને બોલાવતાં નહી હતાં. એ તો અમારી માય મરી ગયલી પાછી આવી એમ અમે સમજતાં હતાં. અને તે પણ હવે મરી જાયછ!"

"ઓ મડમ, મડમ માય, ઉઠો હું તમારો વ્હાલો ફ્રામરોજ આવ્યોછ. મડમ માય, મને જવાબ દેઓ!"

આ બચ્ચાંઓના કુદરતી જોસનો ઉભરો આસપાસનાઓનાં જીગર તોડી નાખનારો હતો. લવજીએ તેમને બિછાના આગળથી ખીસાડવાનો હુકમ કીધો અને તેઓ એક છેલી ચીસ તથા છેલી પોક મુકી તેની આગળથી ખસયાં.

પણ આ ચીસ અને પોક બચ્ચુંની ગમે એવી બેહોશી વચે તેને સંભળાયા વિના રહી નહી. તેને એક જબરદસ્ત તાણની આચકી થઈ આવી, જેની સાથે તેની આંખોમાંથી આંસુ પડતાં જણાયાં. મરતાં માણસની આંખોમાંથી ઘણીવાર છેક છેલી ઘડીએ આંસુ પડે તે આ હતાં.

"એણે સાંભળ્યું હો! છેલીવારે બચ્ચાંનો સાદ સાંભળ્યો" હમાયજીએ રોતાશ બતાવ્યો. "બિચારી ...ચાંની ટગર ધરી રહી હતી, પણ ... હોશ્યારીમાં નથી તોબી

બચ્ચાં એની પાસે ઉભાંછે એમ એણે જાણ્યુંછે, છેલી ઘડીએ જાણ્યુંછે."

લવજીએ જોયું કે આ છેલું, જીવ અને મોત વચેનું ખેંચતાણ હતું. તેણે તુર્તજ બાળકોને ખસેડી દીધાં અને તેમને ઘણો પ્યાર બતાવી તથા રમાડી અને થંડાં પાડી તેમના માળા ઉપર સુવાને અમીના સાથ મોકળી દીધાં.

છોકરાંને મોકલતાં લવજીએ હમાયજી તથા અમીના બંનેના કાનમાં હુક કીધો કે "આજ પછી બુચી-જરી નહી બુચી-બચ્ચુંનું નામ એને પાછું આપવું. ઓહેલી મા ઓહવાયા પછી એની નામ પણ આપણે ઓહવડાવ્યું હતું, પણ એ ભલી મા કીર્તિ સાથ પાછી આવ્યાથી એ પુત્રીને એનું પણોતું નામ પણ પાછું આપવું."

એકગમથી લવજી બચ્ચુંને આમ ઈનસાફ આપતો અને બીજી ગમથી હમાયજી તેના છેલા ઘરટલા વચે તેના હાથ પગ દાબી રાખી તેને ઈનસાફના બોલ કેહતાં કે "અરે ખોદા! જે પોતાનાં બચ્ચાંને પોતાની આગળથી એક ઘડી વીહલાં નહી મુકતી હતી તે આજે તેમને તજી જાયછે. ફરામરોજ જરા રડે તો ગમે એવો દુરથી સાદ સાંભળતાં પડતી ખડતીબી તેની પાસે દોડી જતી. કોઈ છોકરાંને ધમકાવે તો કેહતી કે મા વગરનાં બચ્ચાંને ધમકાવો ના! બસ એ સગી મા પોતાના નમાયા બચ્ચાંનો જાણેકે હક સંભાળવાજ આવી હતી. શાબાશ! બચ્ચું, શાબાશ! તારી નેકીનો બદલો ખોદાના મોટાં બેહસ્તથી તુને વાળી આપશે."

અને એવા સેવટના ઈનસાફ વચે, પો કુટુંબ-મંડળ વચે, પોતાના "ઘણી વેઅ વચે, નિર્દોશ, અશો બચ્ચુંએ સુખથી, પથીજ પોતાનો પ્રાણ મુકયો.

---

## પ્રકરણ છેલું.

## સમાપ્તી.

રાતના બાર વાગતાને સુમારે લવજી ઉપર એક તારનો સંદેશો મુંબઈથી આવ્યો. તે જાંહગીરશાહ મુગામોદીનો જવાબ હતો.

"કામની રોકાણ ભારી છે, હાલ આવવાને બનશે નહી. જેમ જલદી છુટાશે તેમ આવીશ. તેટલાં શું કામ છે તે જણાવજે."

આ જવાબ નાસિપાસિ ઉપજાવનારો હતો. પણ એમાં લવજીએ પોતની કસુર કાહડી કે તેણે પોતાના પેહલાજ તારમાં વિગતથી બાબી જણાવ્યું નહી. તેણે તુર્તજ એક બીજો વધાર તાકીદનો તાર મુકયો.

"અમારાં બચ્ચાંની ગવરનેસ મેડમ ખુશો કોઈજ નહી પણ તમારી ભત્રીજી બચ્ચુંબાઈ માલમ પડીછે. તેને છેલો તાર કીધો ત્યારે તે જીવતી હતી, પણ મોતના કાંઠા ઉપર હતી. મરતી વખતે સઘલું લ કીધુંછે કે તે રેલવેના અકસમાતમાં ખરે મુઈ નહી હતી. તેને મળવા સારૂ તમોને વા તાર કીધો હતો. તે રાત્રે ૯ કલાકે અને જો તમે તેનો સેજ કરવા આવો તો તાર કરજોકે રવાનને સાંજે હાડીશું. તમારી તરફના પત્રોમાં આ મરતીઉક છપાવજો."

આ વિગતવાર તારથી હવે ગમે એટલું કામ મુકીને પણ નીકલી આવવાની જાંહગીરને ફરજ પડી. તેણે તુર્તજ તારમાં જવાબ વાળ્યો કે—"હું આવુંછ. રવાન રાખજો."

બીજે દહાડે સહવારના પત્રોમાં આ નોધ લેવાઈ.

"મરતીઉક—શ્રી પુણે, મોટી કાસ્ટલમાં, બચ્ચુંબાઈ તે મરહુમ મનચેરશાહ મુગામોદીની બેટી, ઉમર વરસ ૩૫."

આ નોધમાં કોણની બાયડી તે જણાવેલું નથી, કેમકે તે હવે કોઈની પણ બાયડી નથી. આ ખબર તેના ભર્તારને નામે નહી પણ તેના બાપને નામે લેવી પડીછે—કેમકે લવજી તો આજે બીજીનો ભર્તાર થયોછે. તારમાં પણ લવજીએ જાંહગીર ઉપર "તમારી ભત્રીજી" કરીને લખ્યુંછે.